ચૈતન્યશક્તી હોવાને લીધે, પ્રાણીઓમાં લાગણીરૂપી આઘાત અને પ્રત્યાઘાત ઉત્પન્ન થાય છે. ચૈતન્યશક્તી, દરેક પ્રાણીનો એક સ્થંભ છે; શરીરના બંધારણને બાંધીને મજબૂત કરે છે; એટલુંજ નહીં પણ બાહારના નાશકારક રસાયણો અને બીજા કુદરતી દુશ્મનોથી તેનું રક્ષણ કરે છે. વાતાવરણ, કોહાણ, અને ધુમસ, એ ત્રણે શરીરના કુદરતી દુશ્મનો છે. પણ તેની સામે બાથ બીડવાને અને તેને નુકશાન કરતાં અટકાવવાને શરીરના કુદરતી મિત્રો જેવા કે તેજ-ગરમી-અને પ્રાણવાયુ એ ત્રણે હાજર હોય છે. વાતાવરણ કોહાણ, અને ધુમસ, અથવા અંધકારથી થતું નુકશાન, તેજ-ગરમી-અને પ્રાણવાયુથી ઓછું થાય છે. તેજ અથવા સૂર્ય આપણી જીંદગીનો એક મોટો મિત્ર છે. કારણકે એ વગર આપણે જીવી શકતા નથી. છોડવા અથવા પ્રાણીઓને અંધારામાં રાખ્યાં હોય તો તેઓ જલ્દી નાશ પામે છે. મનુષ્યની બાબતમાં પણ એમજ બને છે. આપણી જીંદગીનો બીજો કુદરતી મિત્ર ગરમી છે. જીવ અને ગરમી એ બે સગી બ્હેનો છે અને એકને બીજા વગર જરા પણ ચાલી શકતું નથી. ગરમી જીવનું પોષણ કરવામાં અને અડધા મરી ગયલા આદમીને સજીવન કરવામાં કેટલી સામર્થ્યવાન છે તે નીચલા દાખલાપરથી ખુલ્લું જણાઇ આવે છે. એક આદમી પાણીમાં અડધો કલાક ઉપરાંત ડુબેલો રહયો હતો, અને તેને બ્હાર કાઢયો તે વખતે મૂએલા આદમી જેવો લાગ્યો. તેમ છતાં તેને ગરમ બીછાનામાં સુવાડી, તેનું માથું ઉંચુ રાખી તથા તેના હાથ છાતીથી છુટા રાખી, તેના પગપર ગરમ પાણીથી ભરેલા સીસા લગાડી રાખવાથી થોડીવારમાં તે જીવતો થયો. ગરમી, જીવના ઝીણામાં ઝીણા તનખાને પણ, પોતાના પવનરૂપી વેગથી જાગૃત કરી, ભડકા રૂપે સજીવન કરવાને સમર્થ છે. જીંદગીનો ત્રીજો કુદરતી મિત્ર પ્રાણવાયુ છે. એ વગર કોઈ પણ પ્રાણી જીવી શકતું નથી, એ તો દરેક વિદ્યાર્થી જાણે છે: જીંદગી લાંબી કરવાની જે આદમીને ઉત્કંઠા હોય, તેણે જ્યારે જ્યારે શારીરિક અથવા માનસિક શ્રમને લીધે, તેને ગતિભંગ અથવા કમજોરી માલમ પડે, ત્યારે કૃત્રીમ અને ઝેરી દારૂનો પ્યાલો ઠાંસવાને બદલે, બાગ બગીચામાં ફરીહરીને, પ્રાણવાયુરૂપી કુદરતી અને અમૃતરૂપી પ્યાલો પીવો એમ ડાક્ટર હફ્લેંડ કહે છે, તે દરેક આદમીએ મગજમાં ઠસાવવું જોઇએ.

ખુલ્લી હવામાં ફરીફરીને શુદ્ધ હવા પીવાથી, શરીરને તેમજ મનને પુષ્ટી અને ચાલાકી મળે છે. આપરથી આપણે વ્યાજબી રીતે અનુમાન કરીશું કે ફક્ત તેજ, ગરમી, અને પ્રાણવાયુ, જીવન શક્તીના આધાર છે. પણ બીજા પુષ્ટીકારક પદાર્થો જે આપણે વાપરીએ છીએ, અને જેમાં એ ત્રણ પદાર્થો થોડા અગર વધારે આશ્રયભૂત હોય છે તે પદાર્થો ફક્ત શરીરના મર્મસ્થાનોનેજ પુષ્ટી આપવાને તથા ક્ષય થતો અટકાવવાને કામ લાગે છે. એમ ન હોય તો ઘણા આદમીઓ તેમજ પ્રાણીઓ અને છોડવાઓ ખોરાક વગર લાંબો વખત જીવી શકે છે, તેનું કારણ સમજવું મુશ્કેલ પડે છે. દાખલા તરીકે મરઘીનું ઇંડું કાંઈપણ પોષણ વગર મોટું થાય છે. કેટલાક છોડવાઓ ભીનાસથી મ્હોટા અને સુશોભીત ફળ ફૂલવાળા થાય છે. માછલીઓને સ્વચ્છ (જીવડાં વગરનાં) પાણીમાં રાખી હોય, તોપણ તેઓ ખોરાક શીવાય જીવી શકે છે. હિંદુસ્તાનના ઋષીઓ ઉપવાસ કરવા છતાં, લાંબું આયુષ ભોગવતા હતા. હાલના જમાનામાં પણ ઉપવાસ કરવાનો રિવાજ ચાલુ છે. તોપણ ખોરાક અથવા ફળાહાર વગર જીંદગી કેમ ટકી શકે છે, એમ કોઈ સવાલ કરશે, તો તેનો ઉત્તર એટલોજ છે કે, જીવનશક્તી અથવા ચૈતન્યશક્તી જયાં લગી થોડી પણ કાયમ રહે છે ત્યાં સુધી જીંદગી ટકે છે. જીવન શક્તીને ટકાવનાર-ગરમી, પ્રાણવાયુ અને તેજ છે, પણ ખોરાક નથી. ઉપર ગણાવેલા દાખલાઓમાં, મરઘીનું ઈંડું, છોડવાઓ, માછલીઓ તથા મનુષ્યો ખોરાક વગર ટકી શકે છે, તેનું કારણ એ છે કે, જો કે તેઓને ખોરાક મળતો નથી તોપણ જીવન શક્તીના ખરા આધાર જે ગરમી તેજ અને પ્રાણવાયુ, એ ત્રણેમાંના કોઈપણ એક અથવા બીજા રૂપમાં, તેની વારે ધાયા છે અને તેમની ચૈતન્યશક્તીને જાગૃત રાખી છે. જીવનશક્તી, માનસિક અથવા શારીરિક શ્રમથી, ઘસાઇ જાય છે; માટે તેનો ક્ષય થતો અટકાવવાને તેમજ તેની વૃદ્ધિ કરવાને આરામ લેવો, એજ વાસ્તવિક ઇલાજ છે. શારીરિક અને માનસિક આઘાત અને પ્રત્યાઘાતને સમતોલ રાખવાનું તેમજ શરીરના જૂદા જૂદા અવયવોની નિયમાનુંસાર વ્યવસ્થા કરવાનું—એ બન્ને કામ જીવનશક્તી કરે છે. તે, શરીરના પ્રવાહી તથા અપ્રવાહી-સઘળા ભાગોમાં, વ્યાપી રહી છે. શરીરરૂપી યંત્રમાં ક્ષય અને પુનર્જીવન, અથવા બગાડ અને સમારકામ, નિરંતર ચાલ્યાં કરે છે; અને એના બળવડે-જીંદગીનું રક્ષણ થાય છે.

આટલું અવલોકન કરવાથી, જીવનશકતીમાં કેટલું બધું કૈવત છે, તે આપણે જાણી શકયા. એપરથી જીંદગી શું છે, એ જાણવું સહેલું પડશે. જીંદગી એ કાર્ય છે. જીવન શકતી એક કારણ છે. જીવન શકતીની સત્તાથી, જીંદગી તેમજ તેનાં કાર્ય અને વ્યાપાર ચાલી શકે છે. જીવન શકતિ વીનાનું પ્રાણી, જડ, કહેવાય છે. શરીર અને તેનાં મર્મસ્થાનો વારંવાર ક્ષય પામે છે,-તે જીવનશકતીના પસારાના લીધેજ. ઉત્પત્તિ સ્થીતિ, અને લય, એવા ત્રણ તબક્કામાંથી જીંદગી પસાર થાય છે. જેમ જીવન શકતી વધારે, તેમ આયુષ પણ વધારે લાંબુ થાય છે.

અગાડી જણાવ્યા પ્રમાણે જીવન શકતી કેટલાક આદમીઓ સાથે ઘાડો સ્નેહ રાખે છે. બીજા આદમીઓ સાથે ઓછું સગપણ ધરાવે છે. કેટલાક આદમીઓમાં તે વધારે હોય છે. કેટલાકમાં ઓછી હોય છે. વળી આપણે કહી ગયા કે, વાતાવરણ કોહાણ વગેરે વસ્તુઓ જીવન શકતીને નબળી પાડે છે. પ્રાણવાયુ, તેજ, ગરમી વગેરે પદાર્થો તેને પુષ્ટી આપે છે. આવાં પ્રતિપક્ષી કારણોને લીધેજ, મનુષ્યો એક સરખું આયુષ ભોગવી શકતા નથી—અર્થાત કોઈ વધારે જીવે છે અને કોઈ ઓછું જીવે છે. જીવન શકતીનો જેમ ક્ષય થાય છે તેમ શરીરના મર્મ સ્થાનોનો પણ નિરંતર ક્ષય થાય છે. જેના શરીરનાં મર્મસ્થાનો મજબૂત હોય છે, તેનું શરીર, નબળાં મર્મસ્થાનોવાળા કરતાં મોડું ક્ષય પામે છે. અર્થાત્ ઘડપણ મોડું આવે છે. એપરથી એમ માલમ પડે છે કે, શરીરના બાંધા અને મર્મસ્થાનોની આરોગ્ય સ્થીતિપર લાંબા અગર ટુંકા આયુષનો આધાર રહે છે. મીણબત્તીને એક છેડેથી સળગાવીએ તો તે ધીમે ધીમે બળે છે; પણ બન્ને છેડેથી એકી વખતે સળગાવીએ તો તે વધારે જલદી બળી જાય છે; તેવીજ રીતે શરીરમાં ક્ષય થાય છે, તે ધીમે ધીમે થાય છે, અગર જલદી થાય છે. આને લીધે પણ આદમીઓના આયુષમાં ફેર પડે છે;—અર્થાત્, કોઈ મોટી ઉમરે મરે છે તો કોઈ નાની ઉમરે. શરીરમાં થતા ક્ષયને અટકાવવાને પુનર્ઘટનની જરૂર છે. જે આદમીઓ શરીરની બાહાર તેમજ અંદર થતા ક્ષયની સામે ટક્કર ઝીલવાને શકતીવાન હોય છે,-અને જેઓ આરોગ્યતા અને તંદુરસ્તીના નિયમોનો સંપૂર્ણ રીતે લાભ લઇ શકે છે, તેઓ, બીજા આદમીઓના કરતાં વધારે લાંબુ આયુષ ભોગવી શકે છે.

આ સઘળું કહી ગયા, તેનો સાર એટલોજ છે કે, દરેક આદમી

ના આયુષની લંબાઇ અથવા ટુંકાપણું; ચાર વસ્તુઓને આધીન છે. (૧) જીવનશકતીનુ પ્રમાણુ (૨) મર્મસ્થાનોનીઆરોગ્યતા (૩) ક્ષયની ગતિ (૪) પુનર્જીવન શકતીનું પ્રમાણુ-આયુષ વધારવાના સઘળા વીચારો તેમજ એ બાબત માટે દર્શાવવામાં આવતા જૂદા જૂદા ઉપાયો અને સાધનો, ઉપલા ચાર વર્ગમાં સમાઇ જાય છે. અને એ ચારજ પ્રમાણોને આધારે, તે ખરા છે કે તકલદી છે, તેની પરીક્ષા થઇ શકે છે.

કેટલાક લોકો એમ માને છે કે દરેક આદમીઓનું આયુષ ઇશ્વરે જન્મ આપ્યો, ત્યારથીજ નિર્માણ કીધેલું છે. કેટલાક ડાકતરો એમ માને છે કે જેવી રીતે રોગો વંશપરંપરા વારસામાં મળે છે, જેવી રીતે દરેક આદમીનો સ્વભાવ અને આકાર, શરીરની ઉષ્ણતા તથા મનની શકતી, અકકલ અને રોગાધીનતા-એ સર્વે માબાપના ગુણોપરજ આધાર રાખે છે,-તેવી રીતે-આયુષના સંબંધમાં પણ વંશપરંપરત્વ અથવા કુટુંબ વિરામ હોય છે. ડાકટર હફ્લેંડ કહે છે કે શરીરનો બાંધો, જીવન શકતીનું પ્રમાણ, મર્મસ્થાનોની શકતી અને ક્ષય તથા પુનર્જીવનનાં સાધનો,-એ સર્વે જેમ જન્મથી નિર્માણ થયલાં હોય છે, તેમ જીંદગીનો કાળ પણ નકકી થયલો હોય છે. હવે જો કે પેહેલા બે વીચારો માટે મતફેર પડે એ સંભવિત છે. તોપણ ડાકટર હફ્લેંડના વીચાર માટે બે મત થશે નહીં. શરીરમાં ક્ષય થાય છે, તેને અટકાવવાની-કમી કરવાની-શકતી જીવનશકતી અને મર્મસ્થાનો ધરાવે છે. એ ક્ષય કેટલાક આદમીઓમાં ઉતાવળથી થાય છે; કેટલાકમાં અટકી પડે છે; કેટલાક સંજોગો એ ક્ષયને અનુકૂળ અને પુષ્ટીકારક થઇ પડે છે, તેમજ બીજા સંજોગો તેને પ્રતિકૂળ અને હાનીકર્તા થઇ પડે છે. તેને લીધે એમ અનુમાન થાય છે કે આયુષનું સ્વાભાવિક રીતે નિર્માણ થવા છતાં પણ તેની હદમાં કાંતો વધારો અથવા ઘટારો થઈ શકે છે: અર્થાત્ સ્વાભાવિક નિર્માણ ચાળીસ વર્ષનું હોય એમ ધારો, તોપણ તે ૮૦ વર્ષ ટકે છે; અથવા કોઈનું આયુષ ૮૦ વર્ષનું નિર્માણ થયું હોય, એમ ધારો, તોપણ તે ૬૦ વર્ષ ચાલે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે આયુષની હદ નિર્માણ થયલી હોય-એમ અનુમાન કરીએ. ત્યારે હવે કોઇ પુછશે કે આપણે આપણું આયુષ વધારવાને શકતીવાન છીએ? હા, આપણે આપણું આયુષ વધારવાને

શકતીવાન છીએ, એજ એનો જવાબ છે. પણ દરેક આદમીએ એટલું ધ્યાનમાં ગણવું જોઈએ કે જાદુમંતર-સોનાના અર્કો--જન્માક્ષર પરિક્ષા-અથવા દોરા અથવા માદળીઆંથી આયુષ કદી પણ વધી શકતું નથી. તેમજ જીવનશકતી જે કુદરતે બક્ષેલી છે તેના પ્રમાણ અને ગુણમાં આપણે કદી પણ વધારો કરવાને શકતીમાન નથી. આપણું આયુષ વધારવાને, તેમજ સુખી કરવાને જે કાંઇ આપણે કરી શકીએ, તે એ કે આપણે આપણી જીવનશકતી તથા મર્મસ્થાનોને મજબૂત કરવાં; ક્ષયને હદ બહાર વધતો અટકાવવો; અને પુનર્જીવન ક્રીયાની વૃદ્ધિ કરવી. એ ચાર પ્રમાણો પર લક્ષ દેવાથી, તથા તે પ્રમાણે ચાલવાથીજ, આપણું આયુષ આપણે લાંબુ કરી શકીએ, એમ ઉપર જણાવેલા વિચારોપરથી સ્પષ્ટ સાબેત થાય છે. તેથી દરેક આદમીએ એવો ખોરાક ખાવો જોઈએ, એવો પોશાક પહેરવો જોઇએ, કે જે, ઉપર જણાવેલા ચાર આયુષ વર્ધક પ્રમાણોને અનુકૂળ આવે, અને તેને પરિણામે આયુષ લાંબુ કરવામાં તે ઉપયોગી થઈ પડે.

જીવનશકતી ઊંચી વર્ગના પ્રાણીઓમાં વધારે હોય છે. તેમ છતાં એક ઝાડ એક પાણીદાર ઘોડા કરતાં વધારે જીવે છે. એનું કારણ એ છે કે ઝાડ ઘણું કામ કરતું નથી; તેથી જીવન શકતીનો ક્ષય થોડો થાય છે. પણ ઘોડો અતિશય મહેનત કરે છે તેથી તેની જીવન શકતીમાં વિશેષ ઘસારો થાય છે. આપરથી એમ સાબેત થાય છે કે આયુષની લંબાઈ અને ટુંકાઈ જીવનશકતીની ન્યૂનાધિકતાપર આધાર રાખતી નથી પણ જીવનશકતીના થોડા અથવા વધારે ક્ષયપર આધાર રાખે છે.

શરીરમાં દરરોજ ક્ષય થાય છે, તેને વધતો અટકાવવાને કુદરતે આપણને નિદ્રા આપી છે. 'મીઠીનીંદ' ઇશ્વરની એક અમૂલ્ય બક્ષીસ છે. આદમી શારીરિક તથા માનસિક મેહેનત કરે છે. તેને પરિણામે શરીરમાં અને જીવનશકતીમાં એટલો બધો ઘસારો થાય છે કે, રાત્રે તે થાકી જાય છે, તેની નાડી વેગવાળી થાય છે—હાડીતાવ ઉત્પન્ન થાય છે; પણ મીઠીનીંદ તેનો છુટકારો કરવાને દોડી આવે છે. સાત આઠ કલાક આદમીઓ તેનું એકાગ્ર ચિત્તે સેવન કરે છે, અને તેને લીધે જીવન શકતીમાં ક્ષય વધતો અટકે છે. જે આદમીઓને ઉજાગરા કરવા પડે છે અથવા જે આદમીઓને રોગને લીધે ઉંઘ આવતી નથી તેઓમાં ક્ષય વધારે થાય છે, અને તેથી તેમની જીંદગી જલ્દી ઘસાઈ જાય તો તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી.

## પ્રકરણ ૩.

છોડવાઓનું આયુષ—પ્રાણીઓનું આયુષ—મનુષ્યોનું આયુષ, જે નિયમોને આધારે ચાલે છે, તેજ નિયમો પ્રમાણે ઉદ્‌ભિજ્જવર્ગ અને પ્રાણીવર્ગનું આયુષ ચાલે છે—તે નિયમોની સરખામણી કરવાથી આયુષ અને જીવનશકતીનાં સાધનો મનુષ્ય વર્ગ, વનસ્પતીવર્ગ, તથા પ્રાણીવર્ગમાં એક સરખાંજ હોય છે એમ પુરવાર થાય છે.

મનુષ્ય વર્ગના સંબંધમાં જે જે વિચારો આપણે અગાડી દર્શાવી ગયા તેને પૂરવાર કરવાને વનસ્પતી તથા પ્રાણી વર્ગની જીંદગીના ઈતિહાસનું અવલોકન કરવાની જરૂર છે. તેમ કરવાથી આપણને માલમ પડશે કે જે જે અગત્યના સંજોગો મનુષ્યની જીંદગી ટુંકી અથવા લાંબી કરવાનાં કારણો થઇ પડે છે, તેજ સંજોગો વનસ્પતી તથા પ્રાણીવર્ગમાં હૈયાત હોય છે.

હાલની શોધ અને ગણત્રી પ્રમાણે ૪૦,૦૦૦ છોડવા હૈયાત છે. તેમાં કેટલાક છ મહિના જીવે છે; કેટલાક બે વર્ષ; અને કેટલાક ચાર વર્ષથી એક હજાર વર્ષ સુધી જીવે છે. છોડવાઓ કરતાં ઝાડોની જીંદગી લાંબી હોય છે; કારણકે તેમનું બંધારણ મજબૂત હોય છે. જે ઝાડોનું બંધારણ મજબૂત હોય છે, જેઓને પાંદડાં અને ફળ મોડાં આવે છે અને જલ્દી ખરી પડતાં નથી, તેઓ વધારે જીવેછે. જેવી રીતે ગામડામાં રેહેનારા મનુષ્યોનું આયુષ વધારે લાંબુ હોય છે તેમજ જે ઝાડો જંગલમાં ઉગે છે તેઓ પણ વધારે જીવે છે. આપરથી માલમ પડશે કે મનુષ્યના આયુષના સંબંધમાં જીવન શકતીનું પ્રમાણ અને મર્મસ્થાનોની મજબુતી જેટલો અગત્યનો ભાગ બજાવે છે, તેટલોજ તેઓ વનસ્પતીવર્ગના આયુષના સંબંધમાં પણ બજાવે છે. દાખલા તરીકે 'ઓક' અને 'સીડર' નામનાં ઝાડો સઘળાં ઝાડોથી વધારે જીવે છે, તેનું કારણ એ છે કે તેમની જીવન શકતી (Vital power) અને બંધારણ બીજાં ઝાડોનાં પ્રમાણમાં વધારે મજબુત હોય છે.

અગાડી આપણે કહી ગયા કે આયુષ, જીવન શકતીના બળપર આધાર રાખતું નથી; તેમજ મર્મસ્થાનોની સકતીપર પણ આધાર રાખ

તું નથી. પણ જીવનશક્તિ અને અવસ્થાનો જલદી ક્ષય પામે છે કે ધીમે ધીમે, તેનાપર તેની ન્યૂનાધિકતાનો આધાર રહે છે. શું આ નિયમ વનસ્પતિ વર્ગને લાગુ પડે છે? હા. સંપૂર્ણ રીતે લાગુ પડે છે. જે છોડવાઓ અને ઝાડોને પાંદડાં, ફૂલ અને ફળો જલદી આવે છે, તેઓની જીવનશક્તિ વહેલી અને જલદીથી ઘસાય છે, તેથી તેનું આયુષ્ય ટુંકું થાય છે. પણ એથી ઉલટું, જે ઝાડોને પાંદડાં અને ફળફૂલ મોડાં આવે છે અને તે મોડાં ખરી પડે છે, તેમની જીવનશક્તિ ધીમે ધીમે ઘસાય છે; તેઓને નવાં પાંદડાં તથા ફળફૂલ આવતાં વાર લાગતી નથી, અર્થાત્ ક્ષય રૂપી આઘાતનો પુનર્જીવનરૂપી પ્રત્યાઘાત નિયમાનુસાર થાય છે અને તેથી તેઓનું આયુષ્ય લાંબું થાય છે. જે છોડવાઓ વહેલા ઉગે છે તે વહેલા મરી જાય છે, જે છોડવાઓને વહેલાં ફૂલ આવે છે તે ટુંક વખતમાં મરી જાય છે; પણ જેઓને ફૂલ મોડાં આવે છે તેઓ વધારે જીવે છે.

જીવ જંતુઓમાં ક્ષયના પ્રમાણમાં પુનર્જીવન વિશેષ હોવાથી તેઓની જીંદગી ટૂંકી થાય છે. દેડકા, સર્પ, વગેરે પ્રાણીઓની ચામડી તેઓનાં પુનર્જીવનનું સાધન થઇ પડે છે. જીવજંતુઓનું વારંવાર રૂપાંતર થાય છે. ઘણાં ચોપગાં જનાવરોના વાળ અને પંજા ખરી પડે છે, અને નવાં આવે છે. આ સઘળા દાખલાપરથી એમ સાબેત થાય છે કે પ્રાણી-વર્ગમાં પુનર્જીવન ક્રિયાના બળ વડે જીંદગી ટકી શકે છે. કાચબાઓ અને મગરો અતિશય લાંબું આયુષ ભોગવે છે; કારણકે કાચબાને પુખ્ત ઉમ્મ-રે આવતાં વીશ વર્ષ લાગે છે. અને મગર મજબુત બાંધાવાળું, કઠણ ચામડીવાળું, અને અતિશય પાચનશકિત ધરાવનારૂં હોય છે. માછલીઓ પણ લાંબું આયુષ ભોગવે છે. લૅમ્પરીઝ નામની માછલીઓ સાહવર્ષ જીવેછે. (જુઓ અસલનો રોમન ઈતિહાસ.) કેટલાંક પક્ષીઓ પણ લાંબું આયુષ ભોગવે છે. પીછાંઓને લીધે ગરમી અને જીવનશક્તિનું રક્ષણ થાય છે. તેમજ દરેક વર્ષે તેઓ પોતાનાં પીછાં તથા ચુંઈ બદલે છે,—અર્થાત્ ક્ષય અને પુનર્જીવન સમતોલ રહે છે. વળી તેઓ ખુલ્લી હવામાં ફરે છે. દાખલા ત-રીકે ગરૂડપક્ષી કે જે મજબુત બાંધાવાળું હોયછે, તે લાંબું આયુષ ભોગવેછે.

દુધાળાં પ્રાણીઓમાં હાથી, સૌથી વધારે જીવે છે; કારણ કે તેને પુખ્ત ઉમ્મરે આવતાં વાર લાગેછે. તેમજ તેના શરીરનો બાંધો, ચામડી, અને દાંત મજબૂત હોય છે. ઘોડો ચાળીશ વર્ષથી વધારે જીવી શકતો નથી; કારણ કે તેના વાળ આછા હોવાથી તેની તંતુ લાગણી તીવ્ર રહે છે; તેમજ અતિશય શ્રમ કરવાથી, ક્ષયમાં વૃધ્ધિ થાય છે. જે પ્રાણી જલ્દી ઉત્પ-ન્ન થાય છે, તે જલ્દી મરી જાય છે, એ, કુદરતનો સામાન્ય નિયમ છે. (quod cito fit, cito perit.) અને એ નિયમ મનુષ્ય વર્ગમાં, પ્રાણીવર્ગમાં અને વનસ્પતી વર્ગમાં, એક સરખી રીતે લાગુ પડેછે. હાથેણ ત્રણ વર્ષે પ્રસવે છે. તેમ તેનું બચ્ચું ઘણું જીવે છે. પણ ગાય બે થી નવ મહિનામાં પ્રસવે છે, તેનાં વાછરડાં ટૂંકી ઉમ્મરનાં થઇ મરી જાય છે. મનુષ્ય વર્ગમાં પણ આ નિયમ લાગુ પડે છે. જે સ્ત્રી દસમે અથવા અગીયારમે મહિને પ્રસવે છે, તેનાં છોકરાં મજબૂત બાંધાના અને લાંબા આયુષવાળાં થાય છે. જે ઝાડોને પાંદડાં, ફળફૂલ મોડાં આવે છે તે ઝાડો ઘણાં વર્ષ જીવે છે. તેમજ જે ઝાડો તથા પ્રાણીઓ પુખ્ત ઉમ્મરે જલ્દી આવે છે, તેઓ થોડું જીવે છે. દાખલા તરીકે

ઘોડા, ગધેડા અને બળદ ત્રીજે અથવા ચોથે વર્ષે પુખ્ત ઉમ્મરે આવે છે; અને તેઓ પંદરથી વીશ વર્ષ જ જીવે છે; પણ હાથીને પુખ્ત ઉમ્મરે આવતાં ઘણાં વર્ષ લાગે છે, અને તેથી તે ઘણું જીવે છે.

થંડા લોહીવાળાં પ્રાણીઓ ગરમ લોહીવાળાં પ્રાણીઓ કરતાં વધારે જીવે છે. જે પ્રાણીઓને શ્વાસોશ્વાસની જરૂર પડતી નથી, તેઓ વધારે જીવે છે. કારણ કે શ્વાસો શ્વાસથી ગરમી વધે છે, અને તેને પરિણામે ક્ષય પેદા થાય છે. હવામાં રહેનારાં પ્રાણીઓ કરતાં, જળચર પ્રાણીઓ વધારે જીવે છે. જે પ્રાણીઓમાં પુનર્જીવન વધારે થાય છે, તેઓ વધારે જીવે છે. દાખલા તરીકે, માછલીઓને દર વર્ષે નવાં ભીંગડાં આવે છે. પક્ષીઓને નવાં પીછાં અને ચુંચ આવે છે. તેવીજ રીતે દેડકા, સર્પો અને મગરની બાબતમાં પણ એવીજ રીતે મરી ગયલી ચામડી ખરી પડી નવી ચામડી આવવાથી પુનર્જીવન પ્રાપ્ત થાય છે.

ઉપર જણાવેલા દાખલા તથા વિચારોપરથી એમ સિદ્ધ થાય છે કે, મનુષ્ય, પ્રાણી તથા ઝાડ વગેરે સઘળા જીવોનું આયુષ ચાર વસ્તુઓને આધીન છે. (૧) જીવનશક્તિનું પ્રમાણ (૨) મર્મસ્થાનોની આરોગ્યતા (૩) ક્ષયની ગતિ (૪) પુનર્જીવન શક્તિનું પ્રમાણ. એ ચાર સાધનો કુદરતી છે, અને તેનાપરજ આયુષની લંબાઈ અથવા ટૂંકાપણાનો આધાર રહે છે, એમ સાબેત થાય છે.

## પ્રકરણ ૪થું.

મનુષ્યનું આયુષ—સતયુગના લોકોનું મોટું આયુષ—આયુષનું પ્રમાણ જમાનાપર આધાર રાખે છે?—યહુદી લોકો—ગ્રીક લોકો—રોમન લોકો—રાજાઓ—પાદશાહો તથા ધર્મગુરુઓ—સાધુઓ—સન્યાસીઓ ફિલસુફો—વિદ્વાનો—કવિઓ તથા શિલ્પીઓ—ગામડીઆઓ, શિકારીઓ ખેડુતો, ખલાસીઓ, અને લશ્કરી આદમીઓનું આયુષ સૌથી વધારે મોટું હોય છે. ડાકતરોનું આયુષ ટૂંકું ગણાય છે!

આ પ્રકરણમાં, મનુષ્યનું આયુષ કેટલું લાંબું હોઈ શકે, એ બાબત પર વિચાર ચલાવીશું. મનુષ્ય વર્ગમાં ઘણું લાંબું આયુષ ભોગવી ગયલા પુરૂષોના દાખલા આપીશું. તેઓ શા કારણથી આટલી મોટી વયે ગેહેલા, કેવી હવા અને કેવા દેશમાં વસેલા હતા,—કેવા સંજોગો વચ્ચે

તેઓએ જીંદગી ગાળી હતી,–તથા કેવી શારીરિક અને માનસિક શક્તિ ધરાવતા હતા,—એ સઘળી બાબતો તેઓના ઇતિહાસપરથી જાણીને આપણે અનુમાન કરીશું કે આયુષને વધારનારા સંજોગો કયા કયા છે.

ઘણા લોકો એમ માને છે કે સતયુગના લોકો રાક્ષસ જેવા, અને ઘણાં મોટાં આયુષવાળા હતા. કેટલાક લોકો એમ કહે છે કે આદમ ૨૭૦૦ ફીટ ઉંચો હતો, અને તે ૧૦૦૦ વર્ષની ઉમ્મરે મરી ગયો હતો. હિંદુ લોકોના પુરાણોમાં રાવણ વગેરે રાક્ષસોનાં વર્ણન આપ્યાં છે. તેમજ ૧૦૦૦ વર્ષ પર્યંત જીવેલા પુરૂષોનાં વૃત્તાંતો લખેલાં માલમ પડે છે. પણ કેટલાક હાલના ફિલસુફો ઉપર જણાવેલી હકીગતને માન્ય કરતા નથી. કેટલાક એમ કહે છે કે એબ્રાહામના વખત સુધી એક વર્ષના ત્રણ મહિના ગણાતા હતા. ત્યારબાદ આઠ મહિનાનું એક વર્ષ ગણાતું હતું; અને જોસફના વખતથીજ બાર મહિનાનું વર્ષ ગણાવા લાગ્યું. એશીયા ખંડની ઘણી પ્રજાઓ ત્રણ મહિનાનું વર્ષ ગણતી, એમ કેટલાક વિદ્વાન શોધકોનો મત છે. ઇશ્વરે સૃષ્ટીનો પ્રલય કીધો, ત્યાર બાદ આદમીનું આયુષ એટલું ટૂંકું કેમ થયું, એ સમજવું મુશ્કેલ છે. તેજ પ્રમાણે યુરોપના અસલના પૈસાદાર લોકો ૬૦ વર્ષે અથવા ૭૦ વર્ષે લગ્ન કરતા હતા, તે સમજવું પણ મુશ્કેલ પડે છે. પણ ત્રણ મહિનાનું વર્ષ ગણીને ગણત્રી કરીએ તો, એ સઘળી મુશ્કેલીઓ દૂર થઇ શકે છે, એમ કેટલાક વિદ્વાનો ધારે છે. અને એ પ્રમાણે ગણત્રી કરીએ તો, અસલના પૈસાદાર લોકો ૬૦ અથવા ૭૦ વર્ષે નહીં, પણ ૨૦ અથવા ૩૦ વર્ષે લગ્ન કરતા હતા તેમજ અસલના લોકો ૯૦૦ વર્ષ જીવતા હતા તેની ખરી ગણત્રી, હાલની રીત પ્રમાણે બાર મહિનાનું વર્ષ ગણતાં, ૨૦૦ વર્ષની થાય છે; અને હાલ ઘણાં આદમીઓ ૨૦૦ વર્ષ જીવી શકે છે.

સત્યયુગના લોકો વિષે જે વિચારો ઉપર જણાવ્યા તેને આપણે અતિશયોકિતવાળા ગણીએ—મેથ્યુસેલા, આદમ, ગોલ્ડહસ—અશ્વસ્થામા, બળીરાજા, કૃપાચાર્ય, પરશુરામ, વિભીષણ, હનુમાન, વ્યાસ,—વગેરે પુરૂષો ૯૦૦ વર્ષના ચિરંજીવી થઇ ગયા, એ ઐતીહાસિક દાખલાઓને ગપાષ્ટિક ગોળાઓ તરીકે માનીયે—તોપણ અસલના જમાનાના ઇતિહાસપરથી એટલું તો સાબેત થાય છે કે તેઓ હાલના જમાનાના લોકો કરતાં વધારે લાંબું આયુષ ભોગવી શકતા

હતા. પિથાગોરાસ તથા તેના શિષ્યો પ્લેટો, સોક્રેટીસ, એપોલોનીયસ, સોલન અને ઝેનોફ્રાયલસ—હિંદુસ્તાનના અસલના આર્યઋષીઓ તથા મુનીઓ—વિશ્વામિત્ર, અશ્વત્થામા, વ્યાસ, કૃપાચાર્ય વગેરે—સઘળા ઉપલા વિચારોને પુષ્ટી આપનારા આબેહૂબ દાખલા છે.

પિથાગોરાસ અને તેના શિષ્યો ચિરંજીવી થઇ ગયા છે. એપોલોનીયસ મરી ગયો ત્યારે તેની ઉમર ૧૦૦ વર્ષની હતી. ઝેનોફ્રાયલસ ૧૦૬ વર્ષ જીવ્યો હતો. બેકન ૭૮ વર્ષે મરણ પામ્યો હતો. ન્યુટન ૯૦ વર્ષ પર્યંત જીવ્યો હતો. યુલર નામનો ગણીતશાસ્ત્રી ઇ. સ. ૧૭૦૭માં જન્મ્યો હતો અને ૧૭૮૩માં મરી ગયો હતો. આ દાખલા પરથી એમ માલમ પડે છે કે તત્વજ્ઞાની પુરૂષો અને ફિલસુફો લાંબું આયુષ ભોગવે છે; કારણકે તેઓ કુદરત અને તેના નિયમો સંપૂર્ણ રીતે જાણે છે, અને તેથી જીંદગીને લાંબી અને ઉપયોગી કેમ કરવી, તે તેઓ સેહેલથી સમજે છે. પિથાગોરાસ અને પ્રાચીન કાળના સઘળા ફિલસુફો જેવા કે પ્લેટો, સોલન, ઝેનોફ્રાયલસ, સોક્રેટીસ, વગેરે પુરૂષો, હિંદુસ્તાનના પ્રાચીન કાળના આર્યઋષીઓની માફક, હલકો અને વનસ્પતીનો ખોરાક ખાતા હતા. મનોવૃતિઓને હમેશાં કાબુમાં રાખતા હતા, અને શરીર તથા મન, એ બન્નેને એક સરખી કસરત આપતા હતા, તેથીજ તેઓ લાંબું આયુષ ભોગવી ગયા છે.

યાહુદી લોકોના ઇતિહાસપરથી માલમ પડે છે કે એબ્રાહામ એક ભાગ્યશાળી અને સ્થિર મનનો માણસ હતો, અને તે ૧૭૫ વર્ષ જીવ્યો હતો. તેનો છોકરો આઇઝાક, પવિત્ર અને શાંત સ્વભાવનો આદમી હતો અને તે ૧૮૦ વર્ષની ઉમરે મરણ પામ્યો હતો. જેકબ લુચ્ચો અને દગાખોર હતો, અને તે ફક્ત ૧૪૭ વર્ષ જીવ્યો હતો. મહાન લડવૈયો ઇશ્માયલ ૧૩૭ વર્ષ જીવ્યો હતો. જોસફ, જે એક મોટો રાજ્યદ્વારી પુરૂષ થઇ ગયો, તેને જુવાનીમાં બહુ સંકટો વેઠવાં પડયાં હતાં અને તે ૧૧૦ વર્ષે મરણ પામ્યો હતો. મુસા પેગંબર કહે છે કે આદમીનું આયુષ ફક્ત ૭૦ અથવા ૮૦ વર્ષનું હોય છે. તેમ છતાં કોઇ આદમી વધારે જીવે તો તેની જીંદગી વધારે દુઃખી થાય છે. આ પેગંબર મરી ગયો ત્યારે તેની ઉમ્મર ૧૨૦ વર્ષની હતી. જોશુઆ ૧૧ દાયકા જીવ્યો હતો. એલી નામનો ધર્મગુરૂ ૯૮ વર્ષ જીવ્યો હતો. મિસર દેશના અસલના રાજાઓની ઉમ્મર સાત દાયકાથી

વધારે માલમ પડતી નથી. અસલના ચીના લોકોનું આયુષ ઘણું મોટું હતું; કારણ કે તેઓ અતિશય ચાહા પીતા હતા ! (લુશીયન). ગ્રીક લોકોમાં સોલન આઠ દાયકા, ઇપીમીનીડીઝ ૧૯ દાયકામાં ત્રણ ઓછાં; ઍનેક્રીયન નામનો કવિ, સૉફોકલીઝ, અને પિન્ડાર ૮ દાયકા ભોગવી મરણ પામ્યા હતા. લીયોનશમનો રહેવાસી ગૉરજીઆસ, જે એક મોટો વકતા થઈ ગયો, અને જુવાન આદમીઓના સંગમમાં ઘણો વખત રહેતો હતો, તે સખસ ૧૧ દાયકામાંબે ઓછાં જીવ્યો હતો. ઍબ્ડેરાનો વતની પ્રોટેગોરાસ, જે એક વકતા અને મુસાફર હતો તે નવ દાયકો જીવ્યો હતો. આઇસોક્રેટીસ, ફકત સોમાં બે ઓછાં; ડેમોક્રીટસ, શાંત સ્વભાવવાળો, શુદ્ધ મનનો, મિતાહારી અને તત્વ જ્ઞાની પુરૂષ હતો, તે ૧૧ દાયકામાં એક ઓછું જીવ્યો હતો. ડાયોજીનીસ એક ફિલસુફ હતો, તોપણ ગુગળી અને ગંદો હતો. તે ફકત ૯ દાયકા જીવ્યો હતો. ઝેનો, સાધુ તથા સન્યાસી પંથનો સ્થાપનાર હતો. ઇન્દ્રિદમન વિદ્યામાં એક્કો હતો અને તે ૧૦ દાયકા જીવ્યો હતો. પ્લેટો, ફકત ૮ દાયકાપર એક; રોમન લોકોમાં વૅલોરીયસ કૉરવાયનસ ૧૦૦; મહાન લડવૈયો ઑરબીલીયસ, ૧૦૦; કેટોનું શરીર અને મન વજ્ર જેવું હતું; અને તે ૯ દાયકા ભોગવી મરણ પામ્યો હતો.

ઉપર ગણાવેલા દાખલાઓપરથી અનુમાન કરવાને આપણને પુષ્કળ પુરાવો મળી આવે છે; અને તે એ કે હાલના વખતમાં જેટલું લાંબું આયુષ મનુષ્યો ભોગવી શકે છે, તેટલુંજ મુસાના વખતમાં, ગ્રીક લોકોના વખતમાં તથા રોમન લોકોના વખતમાં તેઓ ભોગવી શકતા હતા. અને કેટલાક લોકો એમ માને છે કે સતયુગના લોકોનું આયુષ, હાલના જમાનાના લોકોના આયુષ કરતાં ચારગણું વધારે હતું, એ વિચાર તદન ખોટો અને દલીલ વગરનો છે. તોપણ સતયુગના લોકો, આપણા કરતાં વધારે આયુષ ભોગવતા હતા (એકંદર રીતે જોતાં) એમાં કાંઇજ સંશય નથી. તેમજ તે લોકો વૃદ્ધ ઉમ્મરે પોહોંચ્યા પછીજ મરણ પામતા હતા, એ પણ ખરૂં તેમજ નિર્વિવાદ છે.

રાજાઓ, પાદશાહો, અને ખ્રીસ્તી ધર્મ ગુરૂઓમાં ચિરંજીવી થોડાજ માલમ પડે છે. પણ તત્વજ્ઞાની પુરૂષો, વેદાંતીઓ ફિલસુફો, અને સાધુ સન્યાસીઓ—એ સઘળા સાધારણ રીતે ચિરંજીવી ગણાય છે. યુરોપમાં શાળાઓના શિક્ષકો ચિરંજીવી હોયછે, કારણકે તેઓ નાની વયનાં બાળકો, બાળકીઓ, તથા

છોકરા છોકરીઓના સંગમમાં ઘણીવાર રહે છે, અને તેથી તેઓમાં નવું લોહી અને જીવનશકિત વધતાં જાય છે. (gerocomic). પણ હિંદુસ્તાન-ની શાળાઓના શિક્ષકોની બાબતમાં એથી ઉલટુંજ બને છે. અર્થાત્ તેઓનાં આયુષ ટૂંકાં હોય છે. તેનાં કારણો ઘણાં છે. (૧) યુરોપના શિક્ષકોની માફક, તેઓના પગાર મોટા હોતા નથી, તેથી નિર્વાહના સાધનોની તંગી પડે છે. (૨) યુરોપમાં, શિક્ષકો દિવસનો ઘણો ભાગ વિદ્યાર્થીની સંગતમાં ગાળે છે. કાંતો ખાતી વખતે કે કાંતો રમતી વખતે, તેઓ વિદ્યાર્થીઓની સાથેજ હોય છે. પણ હિંદુસ્તાનમાં, શિક્ષકો ફકત પાંચ ૭ કલાક વિદ્યાર્થીઓના સંગમમાં ગાળે છે. (૩) હિંદુસ્તાનની હવા ગરમ હોવા સાથે, શાળાના મકાનોની હવા પણ ગંદકીથી ભરપૂર અને અજવાળાં વગરની હોય છે, પણ યુરોપમાં તેમ હોતું નથી. (૪) તે લોકોને પારકી ભાષા શીખવવી પડે છે. (૫) તેમજ શિક્ષકોની સંખ્યા વિદ્યાર્થીઓની સંખ્યાના પ્રમાણમાં બહુ ઓછી હોય છે તેથી તેઓના ભેજાપર અતિશય બોજો પડે છે. (૬) ગુલામોની જીંદગી જેવી રીતે ટૂંકી અને દુઃખી હોય છે, તેવી રીતે હિંદુસ્તાનના શિક્ષકોની જીંદગી પણ તેમની રાજદ્વારી ગુલામીના પરિણામે, ટૂંકી અને દુઃખી હોય તો તેમાં કાંઇપણ આશ્ચર્ય જેવું નથી.

ઉપર આપણે ચિરંજીવી પુરૂષોની હકીગત બતાવી ગયા. ત્યારે હવે ટૂંકા આયુષવાળા પુરૂષો કયા છે તે જાણવું જોઈએ. ટૂંકા આયુષ-વાળાની વર્ગમાં ડાકટરો પેહેલી પદ્ગી ધરાવે છે ! ડાકટરો બીજા લોકોને તંદુરસ્તી અને આયુષનું જ્ઞાન આપે છે, તેમજ જીંદગીના રહસ્યની ખરી માહિતી ધરાવે છે. તેમ છતાં તેઓ આવા જ્ઞાનનો લાભ લેવાને કમ-નસીબ રહે, એ અફસોસની વાત છે. ડાકટર હુફેલૅંડ કહે છે કે બીજા લોકોની સેવા બજાવતાં, તેઓનુ શરીર ખવાઇ જાય છે. (aliis inserviendo consumuntur; aliis medendo moriuntur); અને તે ખરૂં છે. સઘળા ધંધાઓમાં શરીર અને મનને મેહેનત પડેછે પણ ડાકટરી ધંધામાં શરીર અને મનને વધારે મેહેનત પડે છે; એટલુંજ નહીં પણ જૂદા જૂદા રોગીઓના સંબંધમાં આવવાથી, જીવનક્ષય ( Vital consumption ) વિશેષ થાય છે. ડાકટરો પોતાના પેહેલા દશ વર્ષના ધંધા દરમ્યાન વધારે મરી જાયછે; પણ તે તબક્કો

સહીસલામત પસાર કરે,—કઠણ અંતઃકરણ, ધીરજ અને મિતાહારપણું ધારણ કરે—તો હું ખાત્રીપૂર્વક કહું છું કે તેઓ લાંબું આયુષ ભોગવી શકે. પ્રાચીન ડાકટર હિપોક્રેટીસ ૧૦૯ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો હતો. તે એક તત્વજ્ઞાની હતો. જૂદા જૂદા પ્રદેશોમાં ફરીને રોગીઓની સારવાર કરતો. પોતાની જીંદગી ગામડામાં વિશેષ ગાળતો. તથા માંસાહાર અને મદિરાને ધિક્કારતો હતો. તેજ પ્રમાણે ગેલન-ક્રેટો-ફોરેસ્ટસ-પ્લેટર-હૉફમન-હૅલર-અને બોરહાવ-એ સઘળા ડાકટરો ચિરંજીવી થઈ ગયા છે. હિપોક્રેટીસની જીંદગીની નકલ હાલના ડાકટરો કરે, તો તેમનું આયુષ લાંબું થયા વગર રહેશે નહીં. માટે હિપોક્રેટીસ વગેરે પ્રાચીન ફિલસુફોની જીંદગી, ડાકતરોને તેમજ બીજા સઘળા વર્ગના લોકોને, એક અમૂલ્ય શિખામણ રૂપ થઈ પડશે એવી હું આશા રાખું છું.

ડાકટરોની માફક, ખાણ ખોદનારા માણસોની જીંદગી પણ ટૂંકી હોય છે; અને તેનું કારણ એ છે કે પૃથ્વી નીચે જે ઝેરી વરાળ હોય છે તે હમેશાં તેમના શ્વાસમાં જાય છે. યુરોપના ખાણ ખોદનારાઓનું આયુષ એકંદર રીતે ૩૦ વર્ષથી વધારે હોતું નથી; પણ હિંદુસ્તાનમાં, ખાણ ખોદનારાઓનું આયુષ એટલું ટૂંકું હોતું નથી; કારણકે તેઓ મિતાહારી હોય છે.

સઘળા દેશોની હવા એક સરખી હોતી નથી, અને તેને લીધે પણ આયુષમાં તફાવત પડે છે. સ્વીડન-નૉર્વે-ડેન્માર્ક-અને ઈંગ્લંડ જેવા થંડ પ્રદેશોમાં, આદમીઓ લાંબું આયુષ ભોગવી શકે છે. એથી ઉલટું, આઈસલંડ અને સાઈબીરીયા જેવા અતિશય થંડા પ્રદેશોમાં આદમીઓ ૬૦-૭૦ વર્ષનું આયુષ ભોગવે છે. ફ્રાન્સના લોકોનું આયુષ મોટું હોતું નથી. હાલના ગ્રીક લોકોમાં ચિરંજીવી પુરૂષો ઘણા જડી આવશે; કેમકે તેમનો દેશ આરોગ્યવર્ધક છે. ઈજીપ્ટ ઝેરી હવાથી ભરપૂર છે; અને હિંદુસ્તાન એક ગરમ દેશ છે; તોપણ બ્રાહ્મણો, બ્રહ્મચારીઓ, ઋષીઓ, વગેરે ચિરંજીવી પુરૂષોના ઘણા દાખલા જડી આવે છે. તેનું કારણ એ છે કે ઇજીપ્ટના તેમજ હિંદુસ્તાનના લોકો એશઆરામ, માંસાહાર અને મદિરાને ધિક્કારે છે અને મિતાહારી હોય છે.



## પ્રકરણ ૫.

આગલા પ્રકરણમાં જણાવેલા દાખલાપરથી થતું અનુમાન—દુનીયાના જમાનાપર આયુષની લંબાઈ અથવા ટૂંકાપણાનો આધાર રહેતો નથી—દેશોની હવાપર આયુષનો આધાર રહે છે.—ટાપુઓ—દ્વીપકલ્પો—યુરોપની હવા લાંબા આયુષને અનુકૂળ છે.—મિતાહારના લાભો—હાલના જમાનામાં મોતની વધતી સંખ્યા—લગ્ન—ગામડામાં જીંદગી ગાળવી—મનુષ્યની જીંદગીની હદ—પ્રાચીન કાળની, મધ્યકાળની તથા અર્વાચીન કાળની પ્રજાઓનાં આયુષની એકંદર રીતે સરખામણી.

આગલા પ્રકરણમાં જણાવેલા દાખલાપરથી શું સિદ્ધ થાય છે, તે આ પ્રકરણમાં દર્શાવશું. સતયુગના લોકો વધારે લાંબું આયુષ ભોગવતા હતા અને હાલ એછું ભોગવે છે; સતયુગના લોકો હજાર વર્ષ પર્યંત જીવતા હતા, તથા ત્યાર પછીના જમાનામાં ત્રણસેંથી ચારસેં વર્ષનું આયુષ્ય હતું; એ સઘળું, પુરાણોના ભાંગાતૂટા પુરાવાને આધારે કહેલું, ન્યાય પૂર્વક ગણ્ય નહિ. પાછળ જૂદા જૂદા દાખલા બતાવી ગયા, તેપરથી તો આપણે ન્યયપૂર્વક અનુમાન કરી શકીએ કે, દુનીયાના જમાનાપર માણસના આયુષનો આધાર રહેતો નથી, પણ માણસની જીંદગીપર આયુષનો આધાર વિશેષ રહે છે.

પ્રાચીનકાળના લોકો જંગલીસ્થીતિમાં, ભરવાડો અથવા ખેડુતોની જીંદગી ગાળતા હતા. તેઓ સાદા અને મેહેનતુ હતા. કુદરતના નિયમોને જ આધીન હતા. સુધારા તથા મોજશોખથી અજાણ્યા હતા. આવી સ્થીતિને લીધે તેઓ મોટું આયુષ ભોગવતા હતા. પણ જ્યારથી કુદરતના કાયદાનો તેઓએ તિરસ્કાર કરવા માંડયો, પ્રાણીનો વધ કરી, માંસાદિ ખોરાકનો આહાર કરવા માંડયો, મોજ શોખ તથા મદિરાપાનનો ઉપયોગ કરવા માંડયો, તથા મનોવૃત્તિ અને આચાર વિચાર ભ્રષ્ટ કરવા માંડયા, ત્યારથીજ તેઓનું આયુષ ટૂંકું થવા માંડયું. એમ છતાં પ્રાચીન કાળના ફિલસુફોની માફક, કુદરતના નિયમો પ્રમાણે, દરેક બાબતમાં મિતાહારપણું જાળવીને આપણે આપણી જીંદગી ગાળીશું, તો આપણું આયુષ તે લોકોની માફક, લાંબું થયા વગર રહેશેજ નહીં.

આખી દુનીયાના ગમે તેવા થંડા અગર ગરમ દેશોમાં, માણસ મોટું આયુષ ભોગવી શકે. ફક્ત તફાવત એટલોજ કે, કેટલાક પ્રદેશોમાં માણસ વધારે મોટું આયુષ ભોગવી શકે છે; અને કેટલાકમાં થોડું મોટું. એશીયાખંડના કેટલીક પ્રજાઓમાં મોતની સંખ્યાનું પ્રમાણ જો કે ઓછું હોય છે તોપણ, ત્યાંઘરડાં આદમીઓની સંખ્યાનુ પ્રમાણ મોટું હોતું નથી. પણ ઉત્તરમાં આવેલા થંડા દેશોમાં જો કે મરકીને લીધે મોતની સંખ્યાનું પ્રમાણ વધારે આવે છે તોપણ, ત્યાં ઘરડા આદમીઓની સંખ્યા વિશેષ માલમ પડે છે. એનું કારણ એટલુંજ છે કે સાઇબીરીયા જેવા ઉત્તરનો દેશોની હવા થંડી હોય છે અને તે લાંબા આયુષને વધારે અનુકૂળ થઈ પડે છે.

જે દેશો ઉંચાણમાં આવેલા હોય છે ત્યાંની હવા ઘણી સ્વચ્છ હોવાથી ત્યાંના લોકોનું આયુષ વધારે લાંબું હોય છે. પણ આ સામાન્ય નિયમને અપવાદ હોય છે. સ્વિટઝરલાંડ, ઘ્યામાં ઉંચો પ્રદેશ હોવા છતાં, આયુષનું પ્રમાણ ત્યાં, હિમાલય અથવા સ્કૉટલાંટ કરતાં, ઓછું હોય છે; અર્થાત્ સ્વિટઝરલાંડના લોકોનું આયુષ હિમાલય અથવા સ્કૉટલાંડના લોકો કરતાં, ઓછું હોય છે.

ગરમ દેશોમાં જીવનક્ષય વધારે થાય છે, તેથી ત્યાંના લોકોનું આયુષ ટૂંકું હોય છે; તેમજ તેઓ વૃદ્ધાવસ્થાએ પોહોચતા નથી. પણ થંડા દેશોમાં હવા સમતોલ રહેવાથી, જીવનક્ષયનો પ્રતિબંધ થાય છે. બધા થંડા દેશોને આ નિયમ લાગુ પડતો નથી. થંડી અને ગરમી સમતોલ હોય, તોજ જીવનશક્તિને પુષ્ટી મળે છે. પણ ગ્રીનલૅંડ તથા નોવાઝેમ્બલા જેવા અતિશય થંડા પ્રદેશોમાં જીવનશક્તિ અતિશય ઘસાવાથી જીંદગી વધારે ટૂંકી થાય છે

હવાની ગરમી, થંડી, ગુરૂત્વાકર્ષણ, વગેરે સ્થિતિઓ એક સરખા હોય, એવા પ્રદેશોમાં આયુષ વિશેષ લાંબું થાય છે. પણ જે દેશોની હવામાં વારંવાર ફેરફાર થયાં કરે છે, ત્યાંના લોકોનાં શરીરની અંદર પણ ફેરફાર થયાં કરે છે, તેથી જીવનશક્તિ અને મર્મસ્થનોમાં ક્ષય થાય છે, અને તેને પરિણામે આયુષ ટૂંકું થાય છે. દાખલા તરીકે જર્મનીની હવામાં વારંવાર ફેરફાર થાય છે. માર્ચ મહિનામાં અતિશય ગરમી પડે છે, ત્યારે મે મહિનામાં બરફ પડે છે. તેથી લાંબા

આયુષનું પ્રમાણ ત્યાં ક્વચિતજ મોટું માલમ પડે છે. જે દેશોની હવા અતિશય સૂકી હોય અથવા અતિશય ભીની હોય, તે દેશોના લોકોનું આયુષ મોટું હોતું નથી. પણ જે દેશોની હવા ખારીક ભિનાસવાળી હોય છે તે લોકો મોટું આયુષ ભોગવી શકે છે. દાખલા તરીકે ટાપુઓ અને દ્વીપકલ્પોની હવા ખારીક ભિનાસથી ભરપૂર હોય છે; આર્કી પેલેગોમાં આવેલા ટાપુઓના લોકોનું આયુષ, તેની નજદીકના મુલકના લોકોના આયુષ કરતાં, વધારે મોટું હોય છે. સાઈપ્રસના લોકો સિરીયાના લોકો કરતાં, વધારે લાંબુ આયુષ ભોગવે છે. ચીના લોકો કરતાં, જાપાન અને ફૉરમોસાના લોકો વધારે ચિરંજીવી હોય છે. તેમજ ઇંગ્લંડ અને ડેનમાર્કના લોકો, જર્મન લોકો કરતાં, વધારે જીવે છે. અનુભવપરથી માલમ પડે છે કે ઈંગ્લંડ, ડેન્માર્ક, સ્વીડન, અને નૉર્વેના લોકો સૌથી વધારે આયુષવાળા હોય છે; કારણકે આગળ દર્શાવેલા આયુષ વર્ધક સંજોગો એ દેશોમાં સંપૂર્ણ રીતે આશ્રય કરી રહેલા છે.

આયુષ વૃદ્ધિ માટે જે જે નિયમો પાળવાની જરૂર છે, તેમાં એક અગત્યનો નિયમ એ છે કે, જે માણસ કુદરતના નિયમોને આધિન થાય છે અને તે પ્રમાણે જીંદગી ગાળે છે, તેનું આયુષ લાંબું થાય છે; પણ જે આદમી એ નિયમોનું ઉલ્લંઘન કરે છે, તેની જીંદગી ટૂંકી થાય છે. દાખલા તરીકે જે લોકો શિકારી અને ભરવાડનો ધંધો કરે છે, તેઓ મોટી વયે મરી જાય છે; પણ જેઓ સુધરેલા થઈ મોજ શોખ, એશઆરામ, અને ભ્રષ્ટાચારમાં ઝંપલાવે છે, તેઓની જીંદગી ઘસાઈ જાય છે; તેમજ જલ્દી ટૂંકી થાય છે. પૈસાદાર લોકો અથવા શેઠીઆઓ, જેઓ રૂપાની માત્રા, સોનાની માત્રા, ગરમ પાકો ઇત્યાદ ખાય છે તેઓ લાંબું આયુષ કદી ભોગવી શકતા નથી, પણ ગામડીઆઓ, ખેડુતો, ખલાશીઓ, લશ્કરી આદમીઓ, તથા શિકારીઓ, જેઓ સાદી જીંદગી ભોગવે છે, અને લાંબું આયુષ પ્રાપ્ત કરવાના ઉપાયોની જરા પણ માહિતી ધરાવતા નથી, તેઓજ વધારે લાંબું આયુષ ભોગવે છે.

ગુલામો અને ઇસ્પીટાલમાં ઉછરતાં માબાપ વગરના રખડતાં બાળકોમાં મોતનું પ્રમાણ વધારે માલમ પડે છે. વેસ્ટ ઇન્ડીઝમાં દર વર્ષે છ ગુલામોમાં એક ગુલામ મરણ પામે છે, અને એ પ્રમાણ

મરકીથી થતાં મોતના પ્રમાણની બરોબરી કરી શકે છે. પારીસની હસ્પીટાલમાં દર વર્ષે ૩૦૦૦ માબાપ વગરનાં રખડતાં બાળકો દાખલ થાય છે, તેમાંથી દશ વર્ષે ૧૮૦ જીવતાં રહે છે અને બાકીનાં ૨૮૨૦ મરણ પામે છે. આપરથી ઉપર જણાવેલા વિચારોને પુષ્ટી મળે છે, અને તે એ કે કુદરતનું જેઓ ઉલ્લંઘન કરેછે, તથા તેની પવિત્ર આજ્ઞાઓનો અનાદર કરે છે, તેઓમાં મોતની સંખ્યા સૌથી મોટી હોય છે. મનુષ્યો પશુઓ કરતાં પણ વધારે અધમ કર્મો કરે છે,—અને નાનાં બાળકોને પોતાની વાહાલી મા પાસેથી છીનવી લઇ તેમને પૈસા માટે વેચે છે! એક ભાઇ પોતાના બીજા ભાઇ તથા બાંહુથી છુટો પડી જાય છે! પોતાનું ઘર, પોતાની સ્વદેશભૂમી,— સઘળું છોડી દઈ તેને પારકા અને ગંદકીવાળા પ્રદેશમાં જવું પડે છે! ત્યાં તે કેવો નિરાશ થાય છે! ત્યાં તેનાપર કેટલો જુલમ ગુજરે છે! અને તેના સઘળાં સુખનો નાશ થઇ આખરે તેની શી દશા થાય છે? તે રીબાઈ રીબાઇને મરી જાય છે. મનુષ્યો હેવાન કરતાં પણ વધારે દુષ્ટ કર્મો કરે છે તેનો આ એક આબેહૂબ ચિતાર છે.

કુદરતના નિયમો બરોબર પાળવાથી અને દરેક બાબતમાં નિયમિત અને મિતાહારી રહેવાથી આયુષ લાંબું થાય છે. (Omnia mediocria ad vitam prolongandam Sunt Utilia). જેઓ કુંવારા રહે છે તેઓની જીંદગી ટૂંકી હોય છે; પણ જેઓ લગ્નરૂપી પવિત્ર ગાંઠથી બંધાઇને, સંસાર સુખરૂપી પ્રેમનો પ્યાલો પીએ છે તેઓની જીંદગી લાંબી અને સુખી થાય છે. તેમાં વળી જે આદમી એકથી વધારે વાર લગ્ન કરે છે, તે વધારે વૃદ્ધ વયે મરણ પામે છે. ડી લૉન્જેવીલ નામનો એક ફ્રેંચ દસ બાયડી પરણ્યો હતો. તે પોતાની છેલ્લી બાયડી સાથે પરણ્યો ત્યારે તેની ઉમર ૯૯ વર્ષની હતી. અને બે વર્ષ પછીતેને એક છોકરો થયો હતો. તે મરી ગયો ત્યારે તેની ઉમ્મર ૧૧૦ વર્ષની હતી. આવા એક દાખલાપરથી એમ નકકીપણે કહી શકાય નહીં કે બહુ સ્ત્રી પરણનારાઓ વધારે લાંબું આયુષ ભોગવે છે. ડાક્તર હુફેલૅંડ 'આયુષ વધારવાનો હુન્નર' નામના પોતાના પુસ્તકમાં ઉપલો દાખલો ટાંકી એક સામાન્ય સિદ્ધાંત આપે છે; પણ એ સિદ્ધાંતને સામાન્ય રીતે પુરવાર કરવાને એક દાખલો બસ નથી, પણ અનેક દાખલાઓની જરૂર છે. અસલના મુગલ બાદશાહો ઘણી ઘણી પટરાણી કરતા હત.

ઈંગ્લંડના આઠમા હેન્રી રાજાને પણ ઘણી સ્ત્રીઓ હતી. તોપણ તેઓ મોટી વયે મરી ગયા એવો પુરાવો તેમના ઈતિહાસપરથી મળતો નથી.

## આયુષ વધારવાના ધ્યાનમાં રાખવાજોગ સૂત્રો.

૧. દરેક માણસે પોતાની જીંદગીના પેહેલા અડધા તબક્કામાં અતિ શ્રમ અને ઉદ્યોગ કરવો; પણ પાછલા અડધા તબકડામાં શાંતિ અને આરામ યુકત જીંદગી ગાળવી.

૨. મસાલાદાર અને અતિશય ગરમ ખોરાક-પકવાન્ન-તેમજ માંસાહાર-એ સઘળા, જીંદગીના કટ્ટા દુશ્મનો, છે. વનસ્પતીખોરાક ખાનારાઓમાંજ સૌથી મોટું આયુષ ભોગવનારા આદમીઓ જડી આવેછે (ડાકતરહફ્લૅંડ). પિથાગોરાસ અને તેના શિષ્યોની માફક જીંદગી ગાળવાથી, અર્થાત્ સાદો વનસ્પતી ખોરાક ખાવાથી અને સાધુવ્રત પાળવાથીજ આયુષ લાંબું થાય છે. (લૉર્ડ બેકન). સાદો અને સુકકો ખોરાકજ શ્રેષ્ટ છે, કારણકે ઘણી વાની ખાવાથી ઘણા રોગો થાય છે. (પ્લિની).

૩. શરીર અને મનને એક સરખી કસરત આપવાથી આયુષમાં વધારો થાય છે.

૪. મોટાં શેહેરો કરતાં ગામડામાં રહેવાથી આયુષ વધે છે. યુરોપના ગામડામાં મોતનું પ્રમાણ દર વર્ષે, ૫૦ આદમીએ, એકનું આવે છે; પણ મોટા શેહેરોમાં મોતનું પ્રમાણ ૩૦ આદમીએ એકનું આવે છે. મોટા શેહેરોમાં બચ્ચાંઓની મોતની સંખ્યા વધારે હોય છે. જેટલાં બચ્ચાં જન્મે છે તેમાંનાં અડધો અડધ ત્રણ વર્ષની ઉમ્મરે પુગ્યા પેહેલાં મરણ પામે છે; પણ ગામડાઓમાં જન્મેલાં બાળકોમાથી અડધો અડધ ૨૦ અથવા ૩૦ વર્ષની ઉમ્મરે પુગ્યા પેહેલાં મરણ પામતાં નથી. આ નિયમ દુનીયાનાં સઘળાં શેહેરો તથા ગામડાંને લાગુ પડે છે.

## મનુષ્યની જીંદગીની હદ કેટલી હોઇ શકે?

ઉપર જણાવેલી હકીગતપરથી મનુષ્યની જીંદગી કેટલી લાંબી હોઇ શકે, એ બાબતનો કાંઇક નિર્ણય આવે એમ લાગે છે. કેટલાક વદ્વાનો મનુષ્યની જીંદગીને ઘણી લાંબી ગણે છે, ત્યારે બીજા લોકો

તેને ઘણી ટૂંકી માને છે. આવી રીતે ડાકતરોમાં તેમજ વિદ્વાનોમાં એ બાબત માટે મત ફેર છે. કેટલાક આદમીઓનો મત એવો છે કે જંગલી આદમીઓ કેટલું જીવે છે તે ચોકસાઈથી જાણવાથી મનુષ્યની જીંદગીનો હદ નક્કી કરી શકાશે. વળી કેટલાક લોકો એમ માને છે કે વૃદ્ધાવસ્થા કેટલી ઉમ્મરે ઉત્પન્ન થાય છે તે જાણવાથી જીંદગીની હદ માલમ પડશે. પણ એ વિચારોપર આધાર રાખીને નિર્ણય કરવાથી સત્ય પ્રમાણ મળી આવતું નથી. કારણકે પેહેલા મત પ્રમાણે, જંગલી લોકોની જીંદગી દુઃખી અને આગન્તુક રોગોથી ઘેરાયલી હોય છે. તે લોકો કેળવાયલા નહીં હોવાથી, ક્ષયને વધતો અટકાવવાના સાધનોથી અજ્ઞાન રહે છે, તેથી તેઓની જીંદગીની તેઓ સંભાળ લેતા નથી. પણ એથી ઉલટું, કેળવાયલા પુરૂષોની જીંદગીના નમુનાપરથી અનુમાન કરીયે તો જીંદગીની હદ નક્કી થઇ શકે એમ છે. હવે બીજા મત પ્રમાણે વૃદ્ધાવસ્થા કેટલે વર્ષે પ્રાપ્ત થાય છે, એ જાણવું અશક્ય છે; તેથી એ મત પ્રમાણે, પણ જીંદગીની હદ નક્કી કરી શકાય નહીં. કેટલાક આદમીઓ ચાળીશ વર્ષે ઘરડા થાય છે, અને કેટલાક સાઠ અથવા નેવુ વર્ષે. તેથી એ પ્રમાણે ગણત્રી કરવી—એ અનિશ્ચિત અને ભૂલભરેલી ગણાય.

**મનુષ્યની જીંદગીની હદ નક્કી કરવાની ખરી રીત.**

સામાન્ય પ્રજા તરીકે ગણતાં, મનુષ્યના આયુષની એકંદર હદ (Absolute duration of life) કેટલી હોય છે, તેમજ પ્રત્યેક આદમીના આયુષની હદ (Relative duration of life) કેટલી હોય છે—એ બાબતોની શોધ કરવાથી મનુષ્યની જીંદગીની હદ નક્કી થઇ શકશે, એવો ડાકતર હુફેલંડનો મત છે, અને તેમાં ઘણું વજુદ છે એમ હું ધારૂં છું.

મનુષ્યની જીંદગીની હદ નક્કી કરવાને નામાંકિત પુરૂષોના દાખલા વધારે યોગ્ય અને વિશ્વાસપાત્ર ગણી શકાય એમ હું ધારૂં છુ, કેમકે તેઓને સર્વોત્તમ વૈદક મદદ મળી શકે એમ હોય છે. તેઓ પોતાની જીંદગી લાંબી અને સુખી કરવાને ઉત્કઠીત રહે છે. તેમજ તેઓ જીંદગીને જાળવવાનાં અગત્યના સાધનો સેહેલથી સમજે છે અને વાપરી શકે છે. અનુભવપરથી માલમ પડે છે કે હાલના જમાનામા પણ, માણસ ૧૫૦–૧૬૦ વર્ષ પર્યંત જીવી શકે. ટૉમાસ પાર નામનો એક અંગ્રેજ શ્રોપશાયરમા રહેતો હતો, તે એક ગરીબ

ખેડુતનો છોકરો હતો અને દર રોજ ખેતરમાં મજુરી કરી ગુજરાન ચલાવતો હતો. ૧૨૦ વર્ષની ઉમ્મર પછી તેણે એક વિધવા સાથે લગ્ન કીધાં; અને તે વખતે તેનાપર ઘડપણની કાંઈ પણ નિશાની જણાતી નહોતી ૧૩૦ વર્ષ સુધી તે પોતાના ધંધામાં મચ્યો રહ્યો હતો; ૧૫૨ વર્ષની ઉમ્મરનો થયો ત્યારે તેની મોટી ઉમ્મરની વાત લંડનમાં રાજાને કાને ગઈ, તેથી તેણે તેને દરબારમાં બોલાવ્યો અને સારૂં ખાન પાન તથા માન આપ્યું. પણ આથી તો તેની જીંદગીનો અંત વેહેલો આવ્યો; કારણકે દરબારમાં રહેવાથી તેના ખોરાકમાં ફેરફાર થયો તથા તે મોજશોખમાં પડ્યો. આખરે ૧૫૨ વર્ષ અને નવ મહિનાની ઉમ્મરે ઇ. સ. ૧૬૩૫માં તે મરણ પામ્યો. ટૉમાસ પારનું શરીર ચીરીને તપાસતાં તેમાં કાંઇ પણ રોગ માલુમ પડ્યો નહોતો. પણ તેના શરીરમાં અતિશય લોહી વધવાથી તેનું મૃત્યુ થયું હતું એમ માલુમ પડ્યું.

ડ્રેકનબર્ગ નામનો ડેન ઇ. સ. ૧૬૨૬માં જન્મ્યો હતો અને ઈ. સ. ૧૭૭૨માં ૧૪૬ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો. એફિંગહામ નામનો પુરૂષ ૧૪૮ વર્ષની વયે કૉર્નવૉલમાં મરણ પામ્યો. તે એક લશ્કરી સિપાઇ હતો અને ખાનપાનમાં મિતાહારી હતો. ૧૦૦ વર્ષનો થયો ત્યાં સુધી મંદવાડ શું છે તેની તેને બિલકુલ ખબર નહોતી. હિંદુસ્તાન જેવા ગરમ દેશમાં પણ, આયુષનું પ્રમાણ એકંદર રીતે તપાસતાં, યુરોપ કરતાં ઓછું આવે છે તોપણ. ત્યાં ઘણા આદમીઓ ચિરંજીવી થઇ ગયા છે અને થાય છે. તેમાં વળી જેઓ સુકો રોટલો અને છાસ ખાઇને નિરાંત જીવે નિર્વાહ કરે છે, તથા મોજશોખથી દૂર રહે છે તેઓ વધારે ચિરંજીવી થાય છે.

ઉપર જણાવેલા જુદા જુદા દાખલાઓપરથી એમ અનુમાન થઇ શકે છે કે મનુષ્યના આયુષની એકંદર હદ ૨૦૦ વર્ષની હોઈ શકે, બલ્કે એથી પણ વધારે હોઇ શકે. દરેક આદમીને પુખ્ત ઉમ્મરે આવતાં, ૨૫ વર્ષ લાગે છે; અને તેની જીવનશક્તિ, અને મર્મસ્થાનોનું બંધારણ સંગીન હોય તો તે ૨૦૦ વર્ષ પર્યંત ટકી શકે છે; અર્થાત્ રોગો તથા અકસ્માતોથી માણસ પોતાનું રક્ષણ કરવાને શક્તિમાન થાય, તેમજ આરોગ્યતા અને તંદુરસ્તીના, આગળ જણાવેલા નિયમો

પ્રમાણે તે ચાલે, તો અલબત ઘણું મોટું આયુષ ભોગવી શકે. તેમ છતાં સઘળાં આદમીઓ એટલું મોટું આયુષ ભોગવી શકતા નથી. પ્રત્યેક આદમીના આયુષની હદમાં તફાવત પડે છે. દરેક આદમીનું આયુષ, તેની વૃત્તિ, આચાર વિચાર, હવા, ખાનપાન, જીવનક્ષયનું પ્રમાણ, વગેરે અનેક બાહ્ય અને આંતરીક કારણોપર આધાર રાખે છે. નીચે આપેલા કોઠાપરથી પ્રત્યેક મનુષ્યના આયુષની હદનું પ્રમાણ થોડું ઘણું સમજી શકાય છે:—

(કોઠો ૧.)

આદમીની સંખ્યા (૧૦૦).

| મોતની સંખ્યા. | કેટલી ઉમ્મરે મરી જાય છે? |
|---|---|
| ૫૦ આદમીઓ ... ... | ૧૦ વર્ષની ઉમ્મર પેહેલાં |
| ૨૦ „ ... ... | ૧૦ અને ૨૦ વર્ષની વચ્ચે |
| ૧૦ „ ... ... | ૨૦ અને ૩૦ „ |
| ૬ „ ... ... | ૩૦ અને ૪૦ „ |
| ૫ „ ... ... | ૪૦ અને ૫૦ „ |
| ૩ „ ... ... | ૫૦ અને ૬૦ „ |

આ કોઠાપરથી જોતાં, સેંકડે, ૬ આદમીઓ ફકત, ૬૦ વર્ષનું મોટું આયુષ ભોગવી શકે છે. (ડાકતર હર્લેંડ)

હૅલરે જૂદા જૂદા ઘણા પુરૂષોનાં આયુષની સંખ્યા એકઠી કીધી હતી અને તેપરથી તે નીચે પ્રમાણે આયુષનું પ્રમાણ આપે છે:—

(કોઠો ૨.)

| આદમીઓ. | આયુષ ભોગવે છે. |
|---|---|
| ૧૦૦ ...... ... ... | ૧૦૦–૧૧૦ વર્ષ |
| ૬૦ ....... ... | ૧૧૦–૧૨૦ „ |
| ૨૯ ...... ......... | ૧૨૦–૧૩૦ „ |
| ૧૫ ...... ...... ... | ૧૩૦–૧૪૦ „ |
| ૬ ...... ...... ... | ૧૪૦–૧૫૦ „ |
| ૧ ... ...... ...... | ૧૬૯ વર્ષ |

ઉપર જણાવેલા કોઠાપરથી આયુષના સંબંધમાં થોડું ઘણું જ્ઞાન પ્રાપ્ત કરી શકાય, તોપણ આયુષની હદ નક્કી કરવાનો આપણો હેતુ બર લાવવાનો વધારે સારો માર્ગ તો એ છે કે, જે આદમી દીર્ઘાયુષના સવાલનો વિચાર ન કરતો હોય, તેવા આદમીએ ભેગા કરેલા દાખલાઓનો ઉપયોગ કરવો, અને તેમાંથી શું અનુમાન નિકળે છે તે

આપણે

'દરેક માણસ માટે સર્વ જ્ઞાન સંગ્રહની લઘુ પોથી' (Every body's pocket cyclopædia) નામના ગ્રંથના પ્રસિદ્ધકર્તાએ આવો લાભ આપણને આપ્યો છે. તેણે પ્રાચીન તેમજ અર્વાચીન સૈકાના ૧૦૯ પ્રસિદ્ધ પુરૂષોનાં નામનો સંગ્રહ કીધો છે અને તેમની ઉમ્મર ચોકસાઇથી નોંધી છે. એ કોઠો નીચે પ્રમાણે છે અને તેમાં ડાક્ટર હફ્લૅંડે આપેલા ઉમ્મરના દાખલા ઉમેર્યા છે:—

કોઠો ૩.

વર્ગ ૧.

ઇ. સ. ની પૂર્વેનો તથા પ્રાચીન કાળનો જમાનો.

(મહાન પુરૂષોનાં નામો તથા તેમનું વય)

| | | | |
|---|---|---|---|
| પિંડાર ...... | ૭૯ વર્ષ | હૅનીબોલ ........ | ૬૪ વર્ષ |
| ઈસ્કીલસ ... | ૬૦ | સીઝર ... ... | ૫૬ |
| સૉફોક્લીસ ... | ૯૦ | હિપોક્રેટીસ ... | ૧૦૪ |
| યુરીપીડીઝ ... | ૭૪ | મુસા પેગમ્બર ... | ૧૨૦ |
| ઍરિસ્ટોફેનીસ ... | ૬૪ | ગેલન ... | ૭૦ |
| મિનૅન્ડર ... | ૫૧ | એબ્રાહામ ...... | ૧૭૫ |
| લ્યુક્રીશીયસ ... | ૪૦ | * આઈઝાક ... | ૧૮૦ |
| વર્જીલ ......... | ૫૧ | જેકબ ...... | ૧૪૭ |
| ફ્રિડીઆસ ...... | ૫૯ | ઇશ્માયલ ... | ૧૩૭ |
| પ્રૅક્ષીટીલીસ ... | ૭૦ | સારાહ ... | ૧૨૭ |
| સોક્રેટીસ... ... | ૭૦ | જોસફ ... | ૧૧૦ |
| પ્લેટો ...... | ૮૧ | સોલન ...... | ૮૦ |
| ઍરિસ્ટૉટલ ... | ૬૨ | ઇપીમીનીડીઝ ... | ૧૫૭ |
| હિરોડોટસ ...... | ૭૮ | ઍનેક્રીયન (કવી) | ૮૦ |
| થુસીડીડીઝ ...... | ૬૯ | ઑગસ્ટસ ...... | ૮૦ |
| ડિમૉસ્થેનીસ...... | ૬૦ | ટાઈબીરીયસ ...... | ૮૦ |
| સિસરો ... | ૬૩ | અલેક્ષાન્ડર ... ... | ૩૩ |
| આર્કીમીડીઝ...... | ૭૫ | પેરીક્લીઝ ... | ૭૦ |

વર્ગ ૨.

ઈ. સ.ના પેહેલા સત્તર સૈકાનો જમાનો.

(મહાન પુરૂષોનાં નામો તથા તેમનું વય)

| | | | |
|---|---|---|---|
| રાબેલેસ ...... | ૭૦ વર્ષ | સર્વૅન્ટીસ ... | ૬૯ |

| | | | |
|---|---|---|---|
| ડૅન્ટી ... | ૬૦ વર્ષ | મૉન્ટેન ...... | ૬૦ વર્ષ, |
| શેકસપીયર ... | ૫૨ | મૉન્ટેસ્કયુ ... ... | ૬૬ |
| મિલ્ટન ... | ૬૬ | વૉલ્ટેર ... | ૮૪ |
| મોલિયેર ... | ૫૧ | કૉપર્નીકસ ...... | ૭૦ |
| લીયોનાર્ડો વીન્સી | ૬૭ | કેપલર ...... | ૫૯ |
| માઈકેલ એન્જેલો | ૮૯ | ગૅલીલીઓ ... | ૭૮ |
| રાફેલ ... | ૩૭ | હાર્વે ... ... | ૭૯ |
| કોરેજીઓ ... | ૬૦ | ન્યૂટન ...... | ૮૫ |
| ટીશીયન ... | ૯૬ | શાર્લમેન ... ... | ૭૨ |
| રૂબેન્સ ...... | ૬૩ | મહાન આલફ્રેડ ... | ૫૨ |
| રેમ્બ્રેન્ટ ... | ૬૨ | વિલિયમ કૉન્કરર | ૬૦ |
| એક ...... | ૬૫ | પાંચમો ચાર્લ્સ ... | ૫૮ |
| હેંડલે ...... | ૭૪ | વિલીયમ-સાયલંટ ... | ૫૭ |
| મહમદ ...... | ૬૨ | રીશલ્યુ ...... | ૫૭ |
| સેઈન્ટ ઑગસ્ટાઈન | ૭૬ | ક્રોમવેલ ........ | ૫૯ |
| સેઈન્ટ બર્નાર્ડ...... | ૬૨ | મહાન પીટર ...... | ૫૩ |
| સેઈન્ટ ફ્રાન્સીસ ... | ૪૪ | ગુટનબર્ગ ........ | ૬૮ |
| ઇરેસ્મઝ ...... | ૭૦ | કોલંબસ ...... | ૭૦ |
| લ્યુથર ...... | ૬૩ | પેલીસ્સી ... ... | ૮૦ |
| કૅલ્વીન ...... | ૫૫ | પ્લુટાર્ક ...... | ૭૦ |
| લૉયોલા ...... | ૬૫ | ટૅસિટસ ...... | ૬૩ |
| બૉસ્વેટ ...... | ૮૭ | સેંટટોમસ ઍક્વીનાસ | ૪૭ |
| બેકન ... ... | ૬૫ | ડેકાર્ટે ........ | ૫૪ |
| સ્પાઈનોઝા ...... | ૪૫ | બર્કલી ...... | ૬૮ |
| લૉક ...... | ૭૨ | લાઈબનીટ્ઝ ...... | ૭૦ |

વર્ગ ૩.

## અઢારમો સૈકો અને ત્યાર પછીનો કાળ.

### (મહાન પુરૂષોના નામો તથા તેમનું વય)

| | | | |
|---|---|---|---|
| ગીટે ...... | ૮૩ | સ્કૉટ ........ | ૬૧ વર્ષ |
| મોઝાર્ટ ...... | ૩૫ | બીટહોવન ........ | ૫૬ |

| | | | |
|---|---|---|---|
| જે. વેસ્લી... | ૮૮વર્ષ | વૉશીંગટન ... | ૬૭ વર્ષ |
| હ્યુમ ... | ...૬૫ | જેફરસન ... | ૮૩ |
| કેન્ટ ... | ...૮૦ | નેલસન ... ... | ૪૭ |
| ડીડરૉટ | ...૭૧ | નેપોલીયન ... ... | ૫૨ |
| લેસ્સીગ ... ... | ૫૨ | વેલીંગટન ... ... | ૮૩ |
| ગિબન ...... | ૫૭ | ફ્રેંકલીન ... | ૮૪ |
| લીનીયસ. | ...૭૧ | મોન્ટગોલ્ફ્રાયર... | ૭૦ |
| લેવોઇઝીયર | ...૫૧ | હાવર્ડ ... ... | ૬૪ |
| બીચેટ | ...૩૧ | આર્કરાઇટ ... ... | ૬૦ |
| કુવીયર | ...૬૩ | જે. વૉટસ ... ... | ૮૩ |
| ફ્રેડરીક | ...૭૪ | સ્ટીવનસન... ... | ૬૭ |

ઉપર જણાવેલા જૂદા જૂદા જમાનાના પુરૂષોની વયના કોઠાપરથી એમ અનુમાન થાય છે કે પેહેલા વર્ગના પુરૂષોની વયની સરાસરી ૮૫$\frac{1}{6}$ આવે છે; બીજા વર્ગની ૬૪$\frac{11}{25}$; અને ત્રીજા વર્ગની ૬૫$\frac{5}{63}$. અથવા બીજા બોલોમાં કહીએ તો ઇ. સ. ની. પૂર્વે તથા પ્રાચીનકાળમાં થઈ ગયલી પ્રજાના આયુષની સરાસરી ૮૫$\frac{1}{6}$ વર્ષની હતી; ઈ. સ. ના પેહેલા સત્તર સૈકા (મધ્યકાળ) માં થઈ ગયલી પ્રજાના આયુષની સરાસરી ૬૪$\frac{11}{25}$ વર્ષની હતી, અને અઢારમાં સૈકા તથા ત્યારપછીના કાળ (અર્વાચીન) માં ઊગતી પ્રજાના આયુષની સરાસરી ૬૫$\frac{5}{63}$વર્ષની થાય છે. આ ગણત્રીપરથી એમ સિદ્ધ થાય છે કે, પ્રાચીન કાળની પ્રજાઓ શારીર શાસ્ત્ર તથા જીવનશાસ્ત્ર વગેરે વૈદક જ્ઞાનની સંપૂર્ણ માહિતી ધરાવતી નહોતી, તોપણ એકંદર રીતે જોતાં તેમનું આયુષ ઘણુંજ મોટું હતું. કારણ કે તેઓ કુદરત અને તેના નિયમોને અવલંબીને ચાલતી હતી. વળી બીજું એ સિદ્ધ થાય છે કે, છેલ્લા બે સૈકામાં, વૈદકશાસ્ત્રના માહાભારત સુધારા તથા વધારા છતાં પણ, આયુષની સરાસરી વધારે મોટી થઇ નથી. એ પરથી એમ ભાસે છે કે ડાકટરો આયુર્વેદના નિયેમોથી કાંતો પોતે અજ્ઞાન છે; અથવા તો એ વિદ્યાને પોતાના દેશ, હવા, તથા હાલના કાળને અનુકુળ કરવાને તથા તે સંબંધી નિયમો લોકોને શિખવવાને તેઓ અશક્ત છે; અથવા તો કેટલાક લોકો એમ કહે છે કે ડાકટરો રોગને ઘટાડવાને બદલે તેને વધારે છે અને આયુષ ટૂંકું કરે છે, એ વાકયો ખરાં છે. ડાકટરોની પોતાનીજ સ્થીતિ જુઓ ! ! તે કેવી કઢંગી અને ખેદ

કારક છે!! પાછળ જણાવ્યા પ્રમાણે તેઓ સૌથી ટૂંકું આયુષ ભોગવે છે. દુનિયાનું કલ્યાણ કરવાને સર્જેલા—આયુર્વેદના સંપૂર્ણ જ્ઞાતા—ડાકટર લોકો,—ટીકા અને નિંદાને પાત્ર થાય, એ અફસોસની વાત છે. માટે એવી ટીકા અને નિંદામાંથી મુકત થવાનો ખરો માર્ગ એજ છે કે, પ્રાચીન કાળના દીર્ઘાયુષી હિપોક્રેટીસ તથા ગેલન જેવા ડાકટરોની જીંદગીની નકલ કરી. તે પ્રમાણે વર્તવાની દરેક ડાકટરે કોશેસ કરવી કે જેથી તેનું આવરદા લાંબું તથા સુખી થાય.



## પ્રકરણ ૬.

મનુષ્યની જીંદગીની વધારે ચોકસ તપાસ—જીંદગીની ખરી વ્યાખ્યા—કયા મુખ્ય વ્યાપારોને લીધે જીંદગી ટકે છે.—જીવન વ્યાપારથી થતો ક્ષય.—શરીરના કયા ભાગો ક્ષય પામે છે?—મનુષ્યના લાંબા આયુષ્યનું કારણ—મનુષ્યનું આયુષ બીજાં પ્રાણીઓ કરતાં મ્હોટું હોવા છતાં, મોતની સંખ્યાનું પ્રમાણ તેનામાં કેમ વધારે માલમ પડે છે?—

મનુષ્યના શરીરને એક ઘરની ઉપમા આપી શકાય. બ્હારના, તેમજ અંદરના પદાર્થો તથા શકતિઓના આકર્ષણને લીધે, ઘરના ઝીણાસાં ઝીણા પરમાણુઓ ઘસાઈ જાય છે, અને ખરી પડે છે. તેવીજ રીતે, અને તેજ આકર્ષણશકિતને લીધે, શરીરના પરમાણુઓ નિરંતર ક્ષય પામે છે; અને બ્હાર નીકળે છે. આવા નાશ પામેલા પરમાણુઓનું નવા પરમાણુઓ વડે પુનર્જીવન થઇ શકે છે. ઘરનાં પરમાણુઓનું ઇંટ, છો વગેરે પદાર્થોના નવા પરમાણુઓ વડે પુનર્જીવન થઈ શકે છે; અને તેને લીધે ઘર ટકી શકે છે. શરીરની અંદરના ક્ષય પામેલા ભાગોનું પુનર્જીવન, ખોરાક, પાણી, તથા પ્રાણવાયુ રૂપી પરમાણુઓથી થાય છે અને તેને લીધે શરીરનો ક્ષય થતો અટકે છે. એવી રીતે દરેક આદમીના શરીરમાં બગાડ અને સમાર એવા બે વ્યાપારો નિરંતર ચાલ્યાં કરે છે. અને એ બેની ન્યૂનાધિકતા શરીરનો ક્ષયનાદ સૂચવે છે. શરીર એક આગગાડી જેવું છે; અને જેમ વરાળ યંત્ર વડે આગગાડી હાલે ચાલે છે, તેમ ચૈતન્યશકિત વડે

શરીરના વ્યપારો ચાલે છે. લૉર્ડ બેકન જીંદગીને એક દીવા સાથે સરખાવે છે, તે વાસ્તવિક છે. ફેર માત્ર એટલોજ કે દીવો ફક્ત રસાયણી ક્રિયા વડે બળે છે; પણ જીંદગી રસાયણી અને પ્રાણમય એવી બેવડી ક્રિયા વડે ચાલે છે.

ખોરાક, પાણી, અને પ્રાણવાયુ વડે જીંદગીના વ્યાપારો ચાલે છે. શરીરના પોષણ માટે જે જે પદાર્થો આપણે વાપરીએ છીએ, તે સઘળાનું શોષણ અને રૂપાન્તર થાય છે; એટલુંજ નહીં પણ ચેતનશક્તિને લીધે તેના મૂળ ગુણોની વિકૃતિ થાય છે. દાખલા તરીકે, પ્રાણવાયુના મૂળ રસાયણી ગુણો, શરીરમાં દાખલ થયા પછી બદલાઈ જાય છે. પ્રાણવાયુ શરીરમાં દાખલ થયા પછી, પ્રાણમય અથવા ચેતનયુક્ત થાય છે; તેના સ્વાભાવિક ગુણો બદલાઇ તેઓ પ્રાણમય થાય છે. (become animalized).

સઘળા પદાર્થો પ્રાણમય થયા પછી એક બીજા સાથે જોડાઈ જાય છે, અને મર્મસ્થાનનું રૂપ ધારણ કરે છે. રસોત્પાદન ક્રિયા વડે, ધમનીઓ તથા શિરાઓ રસો ઉત્પન્ન કરે છે, અને તે રસોના બળથી મર્મસ્થાનો શુદ્ધ થાય છે, સંપૂર્ણતાને પામે છે. શરીરની અંદર ચાલતા ધમધોકાર વ્યાપારોને લીધે, દરેક શક્તિ અને દરેક મર્મસ્થાનનો ક્ષય થાય છે. ધમનીઓ, શિરાઓ, સ્નાયુઓ, રક્ત, મગજ વગેરે સઘળા ભાગો નબળા પડી જાય છે; અને વધારે ક્ષય થવાથી આયુષ પણ જલ્દી ઘસાઇ જાય છે.

ક્ષય પામેલા ભાગો, મૂત્રપિંડો, આંતરડાં, ત્વચા, અને ફેફસાં વાટે બહાર નીકળી જાય છે. આ સઘળા જીવનવ્યાપારો દર ક્ષણે ચાલ્યાં કરે છે; અને તેનાપર જીંદગીનો આધાર રહેલો છે. મનુષ્યની જીંદગીના ઈતિહાસમાં, અંતઃકરણ એક અતિઅગત્યનો ભાગ બજાવે છે. જીવનગતિ અને જીવનશક્તિ—પુનર્જીવન અથવા જીર્ણોધ્ધાર—એ સઘળા શારીરિક વ્યાપારોનું મૂળ અને મુખ્ય મથક આદમીના હૃદયમાં હોય છે. ઉમ્મર વધવા સાથે હૃદય કરમાતું જાય છે; જાડું અને કઠણ થાય છે; તેની ચેતનશક્તિ કમી થાય છે; લોહીની ધમનીઓ તથા શિરાઓ ધીમે ધીમે સાંકડી અને કઠણ થતી જાય છે; અને છેવટે તેમના પડપર હાડકાનું આચ્છાદન થાય છે. રક્તા ભિસ-

રણ ચલાવનારાં અગત્યનાં મર્મસ્થાનો, ઉપર કહ્યા પ્રમાણે કરમાઈ જવાથી, ઘડપણમાં માઠાં પરિણામો આવે છે. ફેફસાં, ત્વચા, અને શોષણ પિંડો, નબળાં પડી જાય છે, અને પોતાના ધર્મ બજાવવાને અશક્ત થઈ પડે છે; આમ થવાથી, શરીરના અવયવો, અડધા ભૂખે મરે છે; ક્ષયની વૃદ્ધિ થાય છે, અને શરીર માંહેના કોહી ગયલા ભાગો બ્હાર નીકળી શકતા નથી; તેથી જીવનગતિના પરમાણુઓ પોતાની સ્વાભાવિક સ્થીતિ ખોઈને મિટ્ટી રૂપ થઈ જાય છે. આવી રીતે મિ-ટ્ટીનો બનેલો માનવી પાછો મિટ્ટીમાં મળી જાય છે; અને એજ સ્વાભાવિક મૃત્યુ ગણાય છે.

મનુષ્યનું શરીર તથા તેની રચના બીજાં પ્રાણીઓથી શ્રેષ્ટ હોય છે. તેમજ તેની જીવનશક્તિ અને વિચારશક્તિ સર્વોત્તમ હોય છે. આ કારણોને લીધે તેનામાં ક્ષય પણ વધારે થાય છે. તેમ છતાં મનુષ્ય બીજાં પ્રાણીઓ કરતાં વધારે લાંબું આયુષ ભોગવી શકે છે, તેનું કારણ શું હોઇ શકે તે જાણવું જરૂરનું છે. માણસના શ-રીરનાં મર્મસ્થાનોનું આચ્છાદાન, એજ વર્ગના બીજાં પ્રાણીઓ કરતાં વધારે કોમળ અને સુંવાળું હોય છે. આપણે પાછલા પ્રકરણોમાં કહી ગયા કે, મર્મસ્થાનો જેમ અતિશય કઠણ અને બરછટ હોય, તેમ આયુષ પણ જલ્દી ઘસાઈ જાય છે. કારણકે મર્મસ્થાનો કઠણ હોવાથી, તેઓના વ્યાપાર મંદ ચાલે છે, તેઓને ભાંગી જતાં વાર લાગતી નથી; અને ઘડપણ જલ્દી આવે છે. પ્રાણીઓનાં મર્મસ્થાનોનું બંધારણ આવા પ્રકારનું હોવાથી, તેઓનું આયુષ ટૂંકું હોય છે. પણ મનુષ્યના શરીરની રચના અતિ કોમળ હોય છે, તેમજ તેને કઠણ થતાં વાર લાગે છે, તેથી ઘડપણ મોડું આવે છે, અને આયુષ પણ મ્હોટું થાય છે. વળી માણસ ધીમે ધીમે મ્હોટું થાય છે. તેને પુખ્ત ઉમ્મરે આવતાં વાર લાગે છે. તેની માનસિક શક્તિઓ પણ ધીમે ધીમે ખીલે છે; અને જે વસ્તુ ધીમે ધીમે મ્હોટી થાય છે, તે, અગાડી જણાવ્યા પ્રમાણે, ટકાઉ, તાગાતવાળી અને શ્રેષ્ટ થાય છે. માણસના શરીરનો વારંવાર ક્ષય થાય છે, તેને અટકાવવા નિદ્રા બક્ષેલી છે. અક્કલ અને વિચારશક્તિથી માણસની મનોવૃત્તિ અને સ્વભાવપર અસર થાય છે; એટલુંજ નહિં પણ તેના આયુષપર પણ સારી અથવા નરસી અસર થાય છે. આ સઘળાં કારણોને લીધે મનુષ્યનું આયુષ બીજાં પ્રાણીઓ કરતાં વધારે લાંબું હોય છે.

શરીરની કોમળ અને સંપૂર્ણ રચના, મનુષ્યનું આયુષ લાંબું કરવામાં જેટલી સાહાયકારી થઈ પડે છે, તેટલીજ તે હાનિકર્તા પણ થઇ પડે છે. સંસાર રૂપી દરીઆમાં તેની નાવ જેમ જેમ આગળ ચાલે છે, તેમ તેમ વિક્રાળ મોજાંરૂપી જોખમો, મુશ્કેલીઓ, અને ધક્કાઓ, તેને ખમવા પડે છે. મનુષ્યને પોતાની અગણિત તંગીઓ પુરી પાડવાને ઘણો શ્રમ વેઠવો પડે છે. મ્હોટાં સાહાસ કામો કરવાં પડે છે. આસપાસની હવા તેના શરીરપર કારી ઘાનો વરસાદ વરસાવે છે. નિરાશા, ફીકર, પરિતાપ વગેરે આધિઓ, તેના ચૈતન્યને નબળું કરે છે. આ સઘળાં કારણો મનુષ્યના આયુષને નુકશાનકર્તા થઇ પડે છે. વળી પ્રાણીઓ પોતાની પ્રેરણાશકિતને લીધે સારી વસ્તુ ગ્રહણ કરે છે, પણ નઠારી વસ્તુને દૂર કરે છે—તેમ મનુષ્યની બાબતમાં બનતું નથી. માણસ ખરૂં શું છે તે જાણવા છતાં ખોટું આચરણ આચરે છે. (Men know the right and yet the wrong pursue). માણસ દરેક વસ્તુ પોતાના તર્ક વિતર્ક પ્રમાણેજ કરે છે; અને તેને લીધેજ તેના શરીર અને મનપર માઠી અસર પેદા થાય છે. આ સઘળાં કારણોને લીધે, માણસ જો કે બીજાં પ્રાણીઓ કરતાં વધારે જીવવાને શક્તિવાન હોય છે, તેમજ અનુભવ પ્રમાણે જોતાં તેનું આયુષ ઘણું મોટું હોવું જોઇએ,—તોપણ તેનામાં મોતનું પ્રમાણ વિશેષ આવે છે, અર્થાત્, ભોગવવું જોઇએ તેટલું મોટું આયુષ તે ભોગવી શકતો નથી—તેનું કારણ ઉપર જણાવેલી દલીલોપરથી સ્પષ્ટ માલમ પડે છે.



## પ્રકરણ ૭.



આયુષ વધારવાની નવી નવી રીતોનું પુનરવલોકન—આયુષ વધારવાની ખરી રીત—જીવનશક્તિની વૃદ્ધિ—મર્મસ્થાનોની મજબૂતી-જીવનક્ષયનો અટકાવ—જીર્ણોદ્ધાર—જૂદી જૂદી પ્રકૃતિ, સ્વભાવ, ઉમ્મર, અને દેશની હવા પ્રમાણે જૂદા જૂદા ઉપચારોમાં કરવો પડતો ફેરફાર.

પ્રાચીન કાળના લોકો આયુષ વધારવાને શા શા ઉપાયો વાપરતા હતા, મધ્ય કાળના લોકો કેવા જાદૂઇ, મૂર્ખાઇ ભરેલા, અને હસવા લાયક ઉપાયો કરતા હતા--એ સઘળું પેહેલા પ્રકરણમાં બતાવી ગયા છેએ. અર્વાચીન કાળમાં પણ કેટલાક નવા વિચારો અને નવી રીતો દાખલ થવા માંડી છે. તેમાંની કેટલીક ખરા મુદ્દાપર રચાયલી છે, અને કેટલીક તદ્દન છે. એ સર્વે જૂદા જૂદા વિચારો અને રીતોની આ પ્રકરણમાં પરીક્ષા કરીશું.

આયુષ વધારવાની જે જે જૂદી જૂદી રીતો હાલના જમાનામાં દાખલ થયલી છે, તે સઘળી ચાર જૂદા જૂદા મુદ્દાઓપર રચાયલી છે. (૧) જીવનશકિતની વૃદ્ધિ કરવી; (૨) મર્મસ્થાનોને કઠણ કરવાં; (૩) જીવનક્ષયને અટકાવવો; પુનર્જીવનક્રિયા સેહેલથી થઇ શકે એવા ઉપચારો કરવા.

જીવનશકિત વધારવાના હેતુથી હાલમાં યુરોપના ઘણા લોકો સોનાના અર્કો (Gold tinctures), જીવનબુંદ, (Guttæ Vitæ) પારસમણી (Philosopher's stone), જીવનામૃત, (Vital elixir) વીજળી, લોહચુંબક ઇત્યાદિ પદાર્થોનો ઉપયોગ કરે છે. તેઓ એમ માને છે કે જીવનશકિત દર રોજ કમી થાય છે, તેને વધારવાને તેમજ વીર્યને મજબૂત કરવાને ઉપર જણાવેલા કોઇ પણ ગરમ પદાર્થનું દર રોજ સેવન કરવાની જરૂર છે. હિંદુસ્થાનના ઘણા લોકો સોનાની માત્રા, રૂપાની માત્રા, પરવાળાંની ભસ્મ ઇત્યાદિ ગરમ પદાર્થો વાપરે છે. હવે એથી જીવનશકિત વધે છે કે ઘટે છે તે તપાસીયે. પ્રાચીન ડાકટરોનો મત જોઇશું, અથવા તો હાલના ડાકટરોનો મત જોઇશું, તો તેપરથી માલમ પડશે કે જીવન શકિત વધારવાના ઉપર બતાવેલા ઉપાયોથી ફાયદાને બદલે હાનિ થાય છે. તેનાં કારણો ઘણાં છે. (૧) એ પદાર્થો અતિશય ગરમ હોવાથી, રકતાભિસરણ તથા મર્મસ્થાનોના વ્યાપારને વધારે છે; અને તેને પરિણામે જીવન ક્ષય અને મર્મસ્થાનોની નબળાઇ ઉત્પન્ન થાય છે. વીજળી અને લોહચુંબકના પ્રયોગો તંદુરસ્ત આદમીપર કરવાથી પણ, એવીજ માઠી અસર થાય છે. (૨) એ પદાર્થો ચેતન અને લાગણીને અતિશય તીવ્ર અને ચંચળ કરે છે; તેથી કામેચ્છા, મોજશોખ, એશઆરામ ઇત્યાદિ દુષ્ટ મનોવૃત્તિઓ જન્મ પામે છે, અને જીવનક્ષયની વૃદ્ધિ થાય છે.

૩ ગર્ભસ્થાનોનો સંકોચ કરી તેને સુકવી નાંખે છે; અને તેથી ઘડપણ વ્હેહેલું આવે છે.

કેટલાક લોકો એમ માને છે કે, અગાડી જણાવેલા પદાર્થો નુકસાનકારક હોવાથી, મદિરાનો ઉપયોગ કરવો વધારે સારો છે; પણ મદિરા પીવાથી ક્ષય જલ્દી વધે છે અને જીંદગી ટૂંકી થાય છે. હાલના—ડાકતરો, 'બ્રાંડી મિક્ષ્ચર' બોહોળે હાથે, અને લેભાગુની માફક, પોતાના દરદીઓને પીરસ્યા જાય છે, તેથી જીવન ક્ષય વધે છે. માટે એ ઉપચારને તદન ધિક્કારી કાઢવાની જરૂર છે. આ પરથી એમ સિદ્ધ થાય છે કે, જીવનશક્તિ વધારવાના ઉપર જણાવેલા સઘળા ઉપચારો હાનિકર્તા છે; માટે તેથી દરેક સમજુ આદમીએ દૂર રહેવું, એજ સારો માર્ગ છે.

આયુષ વધારવા માટે બીજો ઉપાય જે હાલ વપરાય છે તે, મર્મસ્થાનોને મજબૂત કરવાનો છે. શરીર અને તેના અવયવોને મજબૂત કરવાને અને કઠણ કરવાને, થંડા પાણીથી અંગોળ કરવાનો રવૈયો ચાલે છે. કેટલાક લોકો અતિશય કસરત કરી શરીરને હવામાં ખુલ્લું રાખી, રગડે છે, અને એમ સમજે છે કે તેમ કરવાથી તેઓના શરીરમાં તાગાત આવે છે, આયુષ વધે છે. એકંદર રીતે તપાસતાં આ ઉપાયમાં કાંઈ પણ વજુદ છે, એમ માલમ પડે છે.

તોપણ અતિશય કસરત કરવાથી અને અતિશય થંડે પાણીએ હમેશાં ન્હાવાથી નુકસાન થાય છે, એ વાતની કોઇ પણ ના પાડશે નહીં અતિશય કસરત કરવાથી તેમજ અતિશય થંડે પાણીએ ન્હાવાથી મર્મસ્થાનો અને ધમનીઓ કઠણ થાય છે. તેઓ પોતાના ધર્મો બજાવવાને અશક્ત થઇ પડે છે, અને ક્ષય થતાં વાર લાગતી નથી

જીવન ક્ષયને અટકાવવાથી આયુષ વધે છે, એમ હાલ કેટલાક લોકો માને છે. અને એ હેતુ પાર પાડવાને તેઓ શા ઉપાયો વાપરે છે તે જાણવું પણ રમુજી થઈ પડે છે. તેઓ એમ માને છે કે મેહેનત અને શ્રમ કરવાથી, ક્ષય ઉત્પન્ન થાય છે. માટે શેઠીયાની માફક પડયા પડયા જીંદગી ગાળવી જોઇએ, કે જેથી ક્ષય વધતો અટકે; લુઇમોપરચ્યુઇ નામનો ફ્રેંચ વિદ્વાન તથા બેન્જામીન ફ્રેંકલીન એવો મત ધરાવતા હતા કે, જેવી રીતે માખીઓને દારૂમાં લાંબો વખત

રાખ્યા છતાં, બ્હાર કાઢ્યા પછી તે પાછી જીવતી થાય છે, તેવી રીતે માણસ મદિરા પીને સમાધિમાં પડી રહે તો, લાંબા વખત પછી તે પાછો સજીવન થઈ શકે. પણ મનુષ્યની જીંદગીનું કર્તવ્ય શું છે,—મનુષ્યની જીંદગીનો હેતુ શો છે—એ બાબતનો વિચાર કરીશું તો આપણને માલમ પડશે કે એ વિચારો હવામાં કિલ્લા બાંધવા જેવા છે. ખાવું-પીવું-મોજ શોખ કરવો-સુસ્ત પડી રહેવું-એ કાંઈ જીંદગીનું કર્તવ્ય નથી. માણસને ઘણું અગત્યનું અને ઉમદા કાર્ય કરવાને જન્મ આપ્યો છે. ઉદ્યોગ, અને ખંતથી પૈસા પેદા કરી ખરૂં સુખ મેળવી શકાય છે. પણ આળસુ રહીને એશઆરામમાં જીંદગી ગાળવાથી પોતાને નુકસાન થાય છે, તેમજ પોતાના જાતભાઈઓને પણ ગેરલાભ થાય છે. એવા આદમીની જીંદગી દુઃખી ગણાય છે; અને તે લાંબું સુખાકારી આયુષ ભોગવી શકતો નથી. સુસ્તી અને આળસમાં જીંદગી ગાળવાથી, મર્મસ્થાનો નબળાં પડી જાય છે. પણ ઉદ્યોગ અને કસરતથી તેઓ મજબૂત બને છે. કુદરતની દરેક વસ્તુમાં પણ ઉદ્યોગ માલમ પડે છે, તેમજ ઉદ્યોગ શીવાય કોઇ પણ માણસ જીવી શકતો નથી.

આયુષ વધારવાને માટે ક્ષયને ઓછો કરવાની તેમજ જીર્ણોદ્ધારને પુષ્ટિ આપવાની જરૂર છે. જીંદગી આળસમાં પડયા પડયા ગાળવાથી ક્ષય ઓછો થાય છે ખરો, પણ રસાદિ, જીર્ણ અને કોહી ગયલા પદાર્થો, શરીરની અંદર રહેવાથી, શરીરનું પુનર્જીવન અશકય થઈ પડે છે. તેથી રોગો ઉત્પન્ન થાય છે અને જીંદગી કેવળ નકામી થઇ પડે છે.

ઉપર જણાવેલા વિચારોપરથી એમ સિદ્ધ થાય છે કે ફકત જીવનશકિત વધારવાથી આયુષ લાંબું થઈ શકતું નથી. ફકત મર્મસ્થાનોને મજબૂત કરવાથી પણ આયુષ મ્હોટું થઈ શકતું નથી. માત્ર જીવનક્ષયને અટકાવવાથી પણ આદમી લાંબું આયુષ ભોગવી શકતો નથી. પણ જીવનક્ષયને અટકાવીને તેનો જીર્ણોદ્ધાર કરવાથી, એટલે શરીર હમેશાં ઘસાય છે, તેનું પૌષ્ટિક પદાર્થો વડે પુનર્જીવન કરવાથી તેમજ જીવનશકિત અને શરીરના બંધારણને પુષ્ટિ આપવાથીજ આયુષ લાંબું થઈ શકે છે.

જીવનશક્તિને અતિશય ગરમ પદાર્થો ખાઇને હદ બ્હાર વધારવાથી નુકશાન થાય છે, અને ક્ષય જલ્દી વધે છે. મદિરા—માંસ રસાયણો, અને ભસ્મોનું સેવન કરનારાઓની જીંદગી જલ્દી ધસાઇ જાય છે, પણ સ્વચ્છ હવા, હલકો વનસ્પતી ખોરાક અને સ્વચ્છ પાણી હમેશાં વાપરવાથી જીવનશક્તિ (શરીરનો જુસ્સો) વધે છે. ફેફસાંને સારી હવામાં રહેવાથી, મજબૂતી મળે છે. હોજરીને સોજો અને હલકો ખોરાક મળવાથી પુષ્ટિ મળે છે. અને વાતાવરણથી ચામડીનું રક્ષણ કરવાથી લોહીમાં ઝેરી પદાર્થોને પરસેવા રૂપે બ્હાર નીકળતાં અડચણ નડતી નથી.

શરીરના દરેક નાના અને મોટા અવયવોમાં ગરમી અને જુસ્સો સમતોલપણે ઉત્પન્ન થવો જોઇએ. જે અવયવમાં ઓછી ગરમી હોય છે તે અવયવ નબળો પડે છે અને રોગનું સ્થાન થઈ પડે છે. તેમજ જે ભાગમાં ગરમી વિશેષ ઉત્પન્ન થાય છે તેમાં વરમ પેદા થાય છે. શરીરના દરેક અવયવમાં એક સરખી ગરમી ઉત્પન્ન થવી જોઈએ; અને તેમ થાય તોજ શરીર આરોગ્ય રહે છે. શરીરને નિયમિત કસરત આપવાથી, તથા શરીરપર તેલ મસળીને, ઉકાયે પાણીએ અંગોળ કરવાથી, આખા શરીરમાં એક સરખી ગરમી પેદા થાય છે, અને જીવન શક્તિ વધે છે.

શરીરનાં મર્મસ્થાનોને મજબૂત અને કઠણ કરવાને, હલકો અને પુષ્ટિકારક ખોરાક ખાવો જોઇએ. લોહીની ધમનીઓને કૌવત આપવાને અને લોહીને પુષ્ટિ આપવાને, દુધ, ઘી વગેરે ચીકણા પદાર્થો ખાવાનો મહાવરો રાખવાની જરૂર છે. શરીરને ચોળીને અંગોળ કરવાથી અને બારીક ઝિનાસવાળી શાંત હવામાં રહેવાથી પણ, એટલોજ ફાયદો થાય છે. અંગોળ કરવામાં અતિશય ઠંડુ પાણી વાપરવાથી, શરીરની સ્નેહાકર્ષણશક્તિ (cohesion) અતિશય કઠણ થાય છે, અને ગર્ભસ્થાનોને ઘસાતાં જરાપણવાર લાગતી નથી. અતિશય ગરમ પાણીએ ન્હાવાથી શરીરની સ્નેહાકર્ષણશક્તિ ઢીલી થાય છે અને મર્મસ્થાનો નબળાં પડી જાય છે. પણ ઉકાયે પાણીએ ન્હાવાથી સ્નેહાકર્ષણશક્તિ સમતોલ રહે છે અને તેને પરિણામે જીવનશક્તિ પણ દૃઢ બને છે. માટે અંગોળ કરવામાં ઉકાયું પાણીજ શ્રેષ્ટ છે.

શરીરમાં જે જીવનવ્યાપાર નિરંતર ચાલ્યાં કરે છે, તેને લીધે અવયવો ઘસાય છે,—તેમનો ક્ષય થાય છે. એ ક્ષય દરેક આદમીના શરીરમાં સ્વાભાવિક રીતે થાય છે અને તેને જીવનક્ષય કહે છે. પુષ્ટિકારક પદાર્થો, હવા, પાણી, વગેરે સાધનો વડે, એ ક્ષયનું દર રોજ પુનર્જીવન થાય છે; તેને જીવન જીર્ણોદ્ધાર પણ કહે છે. આયુષ લાંબું કરવા માટે, એ બન્ને ક્રિયા સમતોલ અને એક સરખી થવી જોઈએ. અતિશય ગરમ પદાર્થોનું સેવન કરવાથી, આગળ જણાવ્યા પ્રમાણે, જીવનં ક્ષય વધે છે; અતિશય દારૂ પીનારાઓ તથા વિષયી પુરૂષોની જીંદગી, અને સ્થીતિ, એનો આબેહૂબ પુરાવો છે. એવા લોકોની નાડી પણ અતિવેગવાળી અને ચંચળ રહે છે; તેઓને હમેશાં હાડી તાવ રહે છે; તેથી તેઓનું શરીર તવાઇ જાય છે અને જીંદગી ટૂંકી થાય છે. વિચારશક્તિપર અતિશય બોજો નાંખવાથી, અથવા મનશક્તિને હદ બ્હાર વાપરવાથી પણ જીવનક્ષય વધે છે અને જીંદગી ટૂંકી થાય છે. હિંદુસ્થાનની પાઠશાળાઓના ઘણા ગ્રૅજ્યુએટો ભર જુવાનીમાં મૃત્યુ પામે છે, એનું કારણ પણ એજ છે હદ બ્હાર અભ્યાસ કરવાથી અથવા અતિશય વિચાર કરવાથી, હોજરી તથા પાચન અવયવો નબળા પડે છે; અને તેથી ક્ષય રૂપી આઘાતનો પુનર્જીવન રૂપી પ્રત્યાઘાત બરોબર થતો નથી. હોજરી અને પાચન અવયવો પુનર્જીવન કરવાનાં મુખ્યસ્થાનો છે; અને તે નબળાં પડવાથી, પુનર્જીવન થઇ શકતું નથી. કામ–ક્રોધ–મોહ–મત્સર–ઇત્યાદિ મનોવિકારોને અતિશય વશ થવાથી, જીવન ક્ષય વધે છે. પરસેવો, ઝાડો, સળેખમ, ખાંસી, તથા રક્તસ્ત્રાવ (Hæmorrhage) ચાલુ રહેવાથી ક્ષય વધે છે. અતિશય ગરમ અથવા મસાલાદાર ખોરાક ખાવાથી, તેમજ મદિરાપાન કરવાથી, શરીરના મર્મસ્થાનોમા ખળતરા વધે છે તથા વરમ ઉત્પન્ન થાય છે. બચપણમાં શરીરને અતિશય ગરમ રાખવાથી, ક્ષય વધે છે, અને આયુષ ટૂંકું થાય છે. તેટલા માટે જીવન ક્ષયને વધારનારા જે જે પદાર્થો તથા કારણો ઉપર ગણાવ્યાં છે, તેમનાથી તદન વેગળા રહેવાથીજ ફાયદો છે; કારણકે તેમ કરવાથીજ લાંબા આયુષરૂપી ઇશ્વરદત્ત બક્ષીસનો સંપૂર્ણ લાભ લેવાને આપણે શક્તિવાન થઈશું.

જીવનક્ષય અને જીર્ણોદ્ધાર એ બન્ને ક્રિયા દરેક આદમીમાં સ્વાભાવિક રીતે થાય છે. જીવનક્ષયને અટકાવવાનાં સાધનો ઉપર બતાવ્યાં છે. હવે જીર્ણોદ્ધારનાં સાધનો ક્યાં છે તે અત્રે દર્શાવીશું. શરીરમાં બગાડ અને સમાર નિરંતર થયાં કરે છે. શરીરના બગડેલા-ક્ષય પામેલા ભાગો,-ફેફસાં, ચામડી, અને આંતરડા વાટે બહાર નીકળી જાય છે ત્યારેજ જીર્ણોદ્ધાર અથવા સમાર સંપૂર્ણ રીતે થાય છે. પણ એ ત્રણ મર્મસ્થાનોમાનું કોઈ એક નબળું પડી જાય,-તો, ક્ષય પામેલા ભાગો બહાર નીકળી નહીં શકવાથી, જીર્ણોદ્ધાર બરોબર થઇ શકતો નથી. તેટલા માટે, હોજરી અને પાચન અવયવોને મજબૂતી આપી, પાચન ક્રિયા સંપૂર્ણ રીતે થાસે, એવા ઉપાયો યોજવા જોઈએ. ઝેરકચુરો, કવીનાઇન, અથવા એવી બીજી પૌષ્ટીક દવા હમેશાં ખાઈને, હોજરીને કામચલાઉ મજબૂતી આપવાની હમે ભલામણ કરતા નથી. રસાયણો અને મદિરા જેવા ગરમ પદાર્થો વાપરીને, પાચનશક્તિને તીવ્ર કરવાની પણ હમે સલાહ આપતા નથી. પણ ખુલ્લી હવા, સ્વચ્છ પાણી, હલકો વનસ્પતી ખોરાક, અને શારીરિક અને માનસિક કસરત,-એ સર્વે સ્વાભાવિક દવાઓ વાપરવાનો દરેકને હમે આગ્રહ કરીએ છીએ; અને ખાત્રીપૂર્વક કહીએ છીએ કે એવા કુદરતી અને સ્વાભાવિક ઉપાયો વાપરવાથીજ શરીરના ક્ષયનું પુનર્જીવન સંપૂર્ણ રીતે થઇ શકે છે.

ફેફસાં અને ચામડી મજબુત અને ચાલાક હોય તોજ, કાર્બોનિક-ઍસીડ, યુરીયા (Urea), પરસેવો, ઇત્યાદિ ક્ષય પામેલા ઝેરી પદાર્થો, શરીરમાથી બાહાર નીકળી જાય અને શરીર શુદ્ધ થાય. તેજ પ્રમાણે આંતરડામાં તાગાત હોય, તો પાચનશક્તિ સેહેલથી થઈ શકે છે અને મળ મૂત્ર શુદ્ધ થાય છે. જીર્ણોદ્ધાર સંપૂર્ણ થવા માટે, શરીરના બીજા અગત્યિત રસોત્પાદક અને રસ-બહિર્વાહક પિંડો ચાલાક અને કૌવતવાળાં હોવાં જોઇએ. રક્ત-ભ્રિમરણ અને શોષણ ક્રિયા બરોબર ચાલવાથી શરીરની શુદ્ધિ થાય છે. તે ઉપરાંત, મનોવિકાર, લાગણી, અને મનોવૃતિને કાબુમાં રાખવાની જરૂર છે; અને આણંદ, આશા અને શાંતિને સેવવાથી આપણી તંદુરસ્તીનું રક્ષણ થાય છે અને આયુષ લાંબું થાય છે.

આયુષ વધારવાના સંબંધમાં, ઉપર જે જે ઉપચારો ગણાવ્યા, તેમાં, જૂદી જૂદી પ્રકૃતિ, સ્વભાવ, ઉમ્મર, અને દેશની હવાના પ્રમાણમાં, ફેરફાર કરવો અવશ્યનો છે. દાખલા તરીકે, જેનું શરીર કઠણ અને સખ્ત હોય, તેને અતિશય કસરત કરવાથી અથવા થંડે પાણીએ ન્હાવાથી નુકસાન થાય છે; પણ જે આદમીના શરીરનો બાંધો ઢીલો અને પોચો હોય છે તેને કસરત અને થંડા પાણીની અંગોળથી ફાયદો થાય છે. જૂદી જૂદી પ્રકૃતિ પ્રમાણે જૂદી જૂદી તરેહના આહારપાન વાપરવાની જરૂર પડે છે.

દાખલા તરીકે, કફની અથવા શ્લેષ્મની પ્રકૃતિવાળો આદમી અતિશય ગરમ અથવા અતિશય થંડા પદાર્થોનું સેવન કરે તો તેને નુકસાન થાય છે. લોહીયાળ પ્રકૃતિવાળાને ઉગ્ર અને ગરમ મનોવૃત્તિથી હાનિ થાય છે. વાયુની પ્રકૃતિવાળાને ગરમ પદાર્થો અને ઉગ્ર મનોવૃત્તિથી ફાયદો થાય છે. ઉમ્મરના પ્રમાણમાં પણ કેટલાક ઉપચારોમાં ફેરફાર કરવો પડે છે. બચ્ચાંઓ અને છોકરાઓમાં જીવનશકિત (ગરમી) વિશેષ હોય છે; તેઓનો બાંધો કઠણ હોતો નથી તેમજ તેમાં વારંવાર ફેરફાર થયાં કરે છે. માટે બચ્ચાંઓને તથા છોકરાંઓને ગરમ પદાર્થો વિશેષ આપવાથી, બળતરા જલ્દી ઉત્પન્ન થાય છે. એથી ઉલટું, ઘડપણમાં જીવનશકિત કરમાઇ જાય છે; માટે તેને સજીવન કરવાને ગરમ પદાર્થો વાપરવાની જરૂર છે. જે પદાર્થો બચપણમાં વાપરવાથી ક્ષય પેદા થાય છે તેજ પદાર્થો ઘડપણમાં વાપરવાથી તાગાત આવે છે. ડાકતર હફ્લેંડ કહે છે કે દુધનું સેવન બાળકોને, દારૂ જેટલું પુષ્ટિકારક થઈ પડે છે; તેમજ દારૂનું સેવન ઘરડાં આદમીઓને, દુધ જેટલુંજ પુષ્ટિકારક થઇ પડે છે. આપરથી વાંચકવર્ગ એમ અનુમાન કરશે કે ઘડપણમાં દારૂ વાપરવાથી ફાયદો છે; પણ એમ નથી. યુરોપની હવા માટેજ દારૂ, ઘડપણમાં ગુણકારી થઇ પડે છે; પણ હિંદુસ્તાનના રહેવાસીઓને માટે તે તદન નુકસાનકારક છે એમ વાંચનારે ખાત્રીથી માની લેવું. ગરમ દેશોમાં ગરમ પદાર્થોના સેવનથી ક્ષય વધે છે અને આયુષ ટૂંકું થાય છે; પણ થંડા દેશોમાં એવા પદાર્થોથી ગરમી ટકી રહે છે અને આયુષ વધે છે. (?) આ વિચાર હસવા લાયક અને અનુભવથી ઉલટો છે.

માંસમદિરાદિ પદાર્થોને ગરમપદાર્થો તરીકે ગણીએ, તો તેથી ક્ષય વધે છે અને આયુષ ટૂંકું થાય છે, એ નિયમ દુનીયાના સઘળા દેશો તથા પ્રજાઓને સામાન્ય રીતે લાગુ પડે છે. ઇંગ્લંડમાં જે માંસમદિરાનિષેધમંડળીઓ હયાત છે, તેમના અનુભવપરથી સિદ્ધ થાય છે કે ગરમ પદાર્થોથી આયુષ ટૂંકું થાય છે. યુરોપના હાલના વિદ્વાન ડાકતરોનો સામાન્ય મત પણ આ પ્રમાણને ટેકો આપે છે. રૂશીયા, પોલાંડ તથા બીજા એવાજ થંડા પ્રદેશોમાં ગરમ પદાર્થોનું સેવન ઝાઝું થતું નથી તોપણ તેને લીધે કાંઇ આયુષ ટૂંકું થતું નથી. એપરથી એમ સિદ્ધ થાય છે કે થંડા પ્રદેશોમાં માંસ મદિરાદિ ગરમ પદાર્થો ટેવને લીધે અથવા બીજાં કારણોને લીધે અનુકૂળ અને પૌષ્ટિક લાગતાં હોય, તોપણ તેથી આયુષ વધે છે એમ કદી પણ સિદ્ધ થઈ શકે નહીં. કારણકે ગરમ પદાર્થોનું સેવન, ગરમ દેશોમાં થાય કે કાંતો થંડા દેશોમાં થાય, તોપણ તેની અસર તો, અગ્નિની માફક, સર્વત્ર એક સરખીજ દાહક, ક્ષયોત્પાદક અને આયુષહારક થઇ પડે છે.



## પ્રકરણ ૮.

## દીર્ઘાયુષદર્શક લક્ષણો તથા ચિન્હો.

આ પ્રકરણમાં દીર્ઘાયુષદર્શક લક્ષણોનું બ્યાન આપીશું. જે આદમીના શરીરનો બાધો મજબૂત હોય છે,—જે આદમીની હોજરી તથા દાંત મજબૂત હોય છે,—જેની શરીરની ઉષ્ણતા સંપૂર્ણ હોય છે,—તેમજ મર્મસ્થાનો નિરોગી હોય છે—તેજ આદમી, સાધારણ રીતે અને સ્વાભાવિક રીતે જોતાં, લાંબુ આવરદા ભોગવી શકે છે.

(૧) દીર્ઘાયુષસૂચક લક્ષણોમાં, સર્વથી અગત્યનું કામ હોજરી કરે છે. જે આદમીની પાચન શક્તિ હમેશાં નબળી રહે છે, તેને અનેક આધિઓ તથા વ્યાધિઓ થાય છે. પણ જે આદમીની હોજરી મજબૂત હોય છે, તેને ખોરાક હજમ કરતાં વિલંબ લાગતો નથી. તે એને મનોવિકાર અથવા મનોવેગની અસર ઝાઝી થતી નથી. એવો પુરૂષ નફિકરા સાંઢની માફક આયુષ ગાળે છે. 'He has a good stomach' નામની કહાણીમાં ઘણો અર્થ સમાયલો છે અને તે ખરો

છે. જેની હોજરી તાગાતવાળી હોય છે, તેને મનોવિકારની ઉગ્ર અસર કદી પણ થતી નથી. પણ એથી ઉલટું, નબળી હોજરીવાળો પુરૂષ, ચીડીયો અને ગરમ સ્વભાવનો થાય છે. પાચનક્રિયા સંપૂર્ણ થવા માટે, મજબૂત અને રૂપાળા દાંતની જરૂર છે. જેના દાંત જલદી ખરી પડે છે, તેને ખોરાક હજમ થતો નથી. પેટમાં વાયુ અને બાદી પેદા થાય છે, અને ખાંસી પેદા થાય છે. (૨) ફેફસાં અને છાતીનું બંધારણ પણ દીર્ઘાયુષસૂચક ગણાય છે. વિશાળ અને ભરાઉ છાતીવાળો,—લાંબો વખત શ્વાસ ઘૂંટી શકે, એવા મજબૂત ફેફસાં વાળો આદમી અવશ્ય કરીને દીર્ઘાયુષી થાય છે. (૩) અંતઃકરણ શાંત અને સ્થિર રહેવું જોઇએ. જે આદમીની નાડી, ૫૦ ધબકારાથી વધી, ૧૦૦ ધબકારા સુધી ચાલે છે, તેને નિરંતર તાવ રહે છે; અર્થાત્ ક્ષય વધે છે, અને તેને લીધે, તે આદમી લાંબું આવરદા ભોગ-વવાની ઉમેદવારીમાં નિષ્ફળ થાય છે મનોવિકારને લીધે અથવા ગરમ (અમેધ્ય) પદાર્થોનું સેવન કરવાથી, જે આદમીની નાડી ચંચળ અને ચપળ ચાલે છે, તે આદમીનું હૃદય પણ અસ્થિર અને વેગવાળું થાય છે. અને એવી રીતે રક્તાભિસરણનો વેગ વધવાથી, ક્ષયનાં બી રોપાય છે. (૪) જીવનશક્તિના સમતોલપણાને લીધે, શારીરિક તથા માનસિક વ્યાપારો શાંતપણે નિયમિત ચાલે તો, ક્ષય વધતો અટકે છે, અને આ-યુષવૃદ્ધિનો પ્રતિબંધ થતો નથી (૫) મનોવૃત્તિ, સ્વભાવ, તથા પ્રકૃતિ, શાંત તથા નિર્મળ હોવાં જોઈએ. શરીરનાં મર્મસ્થાનો તથા અવયવો નિરોગી હોવા જોઇએ. કારણ કે કોઈપણ અવયવમાં રોગ હોય તો તેને બીજા અવયવમાં પસરતાં વાર લાગતી નથી. શરીરમાં વારવાર ક્ષય પેદા થાય છે તેનું પુનર્જીવન સંપૂર્ણ થવું જોઇએ. હોજરી, શોષણપિંડો, રક્તાભિસરણ, રસોત્પાદક મર્મસ્થાનો—એ સર્વે શરીરનું પુનર્જીવન કરનારા અવયવો છે. માટે એ સઘળાને નિરોગી અને મજબૂત રાખવા જોઇએ કે જેથી ક્ષયરૂપી ખોટનો બદલો, પુનર્જીવનરૂપી આવકથી મળી શકે, અને તેને પરિણામે આયુષની દોરી સંગીન અને ટકાઉ થાય.

ભાગ પહેલો.



આયુષ વધારવાનો ખરો કીમિયો.

ભાગ ૨.

# જીંદગીના દુશ્મનો.

# આયુષ વધારવાનો ખરો કીમિયો

## ભાગ ૨.

## જીંદગીના દુશ્મનો.



આ પુસ્તકના પેહેલા ભાગમાં, આયુષ વધારવાના જૂદા જૂદા મતો તથા સાધનો દર્શાવી ગયા. હવે આ ભાગમાં જીંદગીના દુશ્મનો કયા, તથા તેની સાથે કેમ વર્તવું, તે સંબંધી ધ્યાન આપીશું. જે પદાર્થો તથા વસ્તુઓ જીંદગીને ટુંકી કરેછે, તેને જીંદગીના દુશ્મનો સમજવા. કેટલાક દુશ્મનો ધીમે ધીમે અને અદૃશ્યપણે જીંદગીને માહાત કરેછે; કેટલાક, અચાનક રીતે અને જોસથી, હાર કરેછે; એ દુશ્મનોથી સાવધ રહેવાથી તથા તેને દૂર કરવાથી, આપણે આપણી જીંદગીનું રક્ષણ કરી શકીયે છીએ.

જીંદગીના દુશ્મનો કયાછે, તેની માહિતી અજ્ઞાન લોકોને ન હોય તો તેમાં કાંઈપણ આશ્ચર્ય જેવું નથી પણ ઘણાખરા ભણેલા તથા કેળવાયલા લોકો, એ બાબતની માહિતી ધરાવતા નથી, એ વધારે આશ્ચર્યની વાતછે. તેટલા માટે એ દુશ્મનો કયાછે, તેનું સ્વરૂપ ખડું કરી દર્શાવવાથી, સર્વે લોકોને સામાન્ય લાભ થશે એમ હું માનુંછું. ઉપર જણાવ્યા પ્રમાણે, કેટલાક દુશ્મનો અદૃશ્યપણે જીંદગીને ખાઈ જાયછે. એ દુશ્મનોમાં સુધારો, એશઆરામ, મોજશોખ, ધૂમ્રપાન, મદ્યપાન, તથા ચાહા કાફી ઇત્યાદિ દુશ્મનો મુખ્યછે. તેઓ અદૃશ્યપણે જીંદગીને ઘસી નાંખેછે અને ભણેલા તેમજ અભણ લોકો આવા દુશ્મનોને ઓળખી શકતા નથી, એ, અફસોસ અને ખેદની વાતછે. તેટલા માટે દરેક સમજુ અને દીર્ઘાયુષાભિલાષી આદમીએ વધારે સાવધાન રહેવાની જરૂરછે.

# આયુષ વધારવાનો ખરો કીમિયો

## ભાગ ૨.

## જીંદગીના દુશ્મનોનું લશ્કર.

### પ્રકરણ ૧.

બચપણમાં અતિશય જતન કરવાથી થતાં માઠાં પરિણામો—જુવાનીમાં વધારે સાવધાન રહેવાની જરૂર—મનુષ્યની જીંદગીના પાંચ તબક્કા તથા તે દરેકમાં અદા કરવાની તેની ફરજો—મનશક્તિને અતિશય ઘસવાથી થતું નુકશાન.

બચપણમાં છોકરાંઓની જેવા પ્રકારની માવજત કરીયે, તેવા પ્રકારનો તેમનો શરીરનો બાંધો થાયછે. બચપણમાં હદબહાર જતન કરવાથી, ગરમ અને ભારે પદાર્થો ખવાડવાથી, તેમજ અતિશય ધવાડવાથી, છોકરાંઓનાં શરીરપર માઠી અસર થાયછે. માણસના શરીરનો બાંધો, તેની બચપણમા થયલી માવજત, તેમજ જુવાનીમાં મળેલી કેળવણીપર આધાર રાખેછે. બચ્ચાને અતિશય ગરમ કપડામાં વિટાળી રાખ્યું હોય, ચાહ, કાફી, ગેટલી, ઘી, ઈત્યાદિ ભારે પદાર્થો હદ બહાર આપ્યા હોય—ધાવણ આપવામાં ઉદાર જીવ રાખ્યો હોય—મસાલાદાર ખોરાક અથવા મીઠાઈ આપી હોય—તો તેનો બાંધો ઢીલો થઇ જાય છે અને તેનું શરીર એકદમ ફૂલી જાય છે; પણ એથી ઉલટું, બચ્ચાને ઢીલાં કપડાં પહેરાવી, ખુલ્લી હવામાં રાખ્યું હોય, તથા હલકો સ્ટાર્ચનો ખોરાક આપ્યો હોય, તેમજ નવ મહિનાનું થયા પછી ધાવણ છોડાવ્યું હોય, તો તેનો બાંધો મજબૂત થયા વગર રહેતો નથી. આવી રીતે બચપણમાં યોગ્ય અથવા અયોગ્ય માવજત કરવાથી, આયુષની દોરી સંગીન અથવા ઢીલી થાયછે. જે બચ્ચું જલ્દી મોટું થાયછે તે જલ્દી નાશ પામેછે. હુંગરીનો રાજા બારમો લુઇ, આ કહાણીનો એક આબેહૂબ દૃષ્ટાંતછે: તે એટલો વેહેલો જન્મ્યો હતો કે તેના શરીરપર ચામડી પણ પૂરેપૂરી નહોતી. બીજે વર્ષે તેનો રાજ્યાભિષેક થયો હતો. દશમે વર્ષે તે ગાદીપર આવ્યો હતો. ચૌદમે વર્ષે તેને સંપૂર્ણ દાઢી આવી હતી. પંદરમે વર્ષે તેનાં લગ્ન થયા હતાં. અઢારમે વર્ષે તેને ધોળાં આવ્યાં હતાં. અને વીસમે વર્ષે તે મરણ પામ્યો હતો. દર વર્ષે બચ્ચાંઓમાં મોતની સંખ્યા વધતી જાય છે, તેનાં કારણોમા તેમની અયોગ્ય સારવાર પણ એક અગત્યનું કારણ છે.

જુવાનીમાં જેવી કેળવણી આપણે લઈએ છીએ તથા જેવાં કામો આપણે કરીયે છીએ, તેવાં ફળો આપણને ઘડપણમાં ચાખવાં પડે છે. કોલ્ટન કહે છે કે જુવાનીમાં જે અનીતિ રૂપી દેવું આપણે કરીએ છીએ, તે, ઘડપણમાં વ્યાજ સાથે આપણને ભરી દેવું પડે છે. જુવાનીમાં અમિતાહારી થવાથી તથા અનીતિનાં કામો કરવાથી સેંકડો આદમીઓ મોતના પંજામાં કવખતે સપડાઈ ગયા છે. જુવાની આપણાં ખરાં સુખ અને વૈભવનો આશ્રમ છે; અને તેનો લાભ લીધા વગર તેને કવખતે તજી દેવો, એ કમનશીબ અને મૂર્ખાઇનાં લક્ષણો છે. માણસની જીંદગીની જૂદી જૂદી અવસ્થામાં તેનું કર્તવ્ય શું હોવું જોઈએ, તે દરેક વાંચનારે ધ્યાનમાં રાખી તે મુજબ વર્તવું કે જેથી પોતાની જીંદગી લાંબી, સુખી, અને લોકોપયોગી કરી શકે. ડેન્ટી નામનો નામાંકિત કવી, મનુષ્યની જીંદગીના પાંચ તબક્કા આપી, તે દરેકમાં તેણે શી ફરજ બજાવવી જોઇએ તેનું જે ટૂંક બ્યાન આપે છે, તે ધ્યાનમાં લેવાની હમે દરેક વાંચનારને ભલામણ કરીએ છીએઃ—

| ઉમ્મર. | જીંદગીનો તબકકો. | ચોકસ ફરજ. |
|---|---|---|
| ૧-૧૦ વર્ષ. | બાલ્યાવસ્થા. | નિયમાનુસાર માવજતથી જીંદગી પ્રાપ્ત કરવી અને તેનો પાયો નાંખવો. |
| ૧૦-૨૫ ,, | તરુણાવસ્થા. | શરીર તથા મનને યોગ્ય રીતે કસીને, જીંદગીની દોરીને મજબૂત કરવી. |
| ૨૫-૪૫ ,, | યુવાવસ્થા. | જીંદગી રૂપી કમાનની ટોચપર ચઢવાને પ્રયત્ન કરવો-નીતિથી અને સાવધાનપણે કામ કરવું; અને જીંદગીને શ્રેષ્ટ કરવી- |
| ૪૫-૭૦ ,, | જીર્ણાવસ્થા. | જીંદગી ઇશ્વરને અર્પણ કરવી. |
| ૭૦-૮૦ ,, | વૃદ્ધાવસ્થા. | જીંદગી શાંતિમાં પૂરી કરવી. |

બચપણમાં અતિશય જતન કરવાથી તથા જુવાનીમાં અનીતિ કરવાથી, જેવી રીતે જીવનશક્તિ ઘસાય છે અને ક્ષય જલદી થાય છે, તેવી રીતે, મનશક્તિને હદ બ્હાર વાપરવાથી, પણ, તેવાજ, માઠા પરિણામો આવે છે. હદબ્હાર અભ્યાસ કરવાથી, પાચનશક્તિ ઓછી થાય છે; જ્ઞાનતંતુઓ નબળા પડી, જીવન જુસ્સો નરમ પડે છે; અને છેવટે ક્ષય પેદા થાય છે. મનશક્તિ અને અક્કલ દરેક આદમીમાં એક સરખી હોતી નથી. જેનું ભેજું ભારે હોય છે તેની અક્કલ વધારે હોયછે, તેથી તે લાંબો વખત અભ્યાસ કરી શકે છે; તો પણ તેની કાઠી નબળી જ રહે છે. પણ ભેજું નબળું હોવા છતાં, જે આદમી હદબ્હાર મેહેનત કરે છે, તે આદમીનું આયુષ ટૂંકું થાય છે. શરીર અને મનશક્તિ, બન્નેને એક સરખી કસરત આપવાથી ફાયદો છે. અભ્યાસ કરવામાં એક વિષયપર લાંબો વખત વિચાર કરવો નહીં; પણ થોડો વખત એક વિષયપર વિચાર કરી, બીજો વિષય પકડવો. આવી રીતે વિષય બદલવાથી, મનશક્તિ ચાલાક રહે છે; એટલુંજ નહીં પણ તંદુરસ્તીને જરા પણ આંચ આવતી નથી. આ નિયમ અનુભવસિદ્ધ છે. મહાન ફિલસુફો, રાજ્યદ્વારી પુરૂષો, અથવા ગણિતશાસ્ત્રીઓનાં જીવનચરિત્રો વાંચીશું તો તે પરથી માલમ પડશે કે ઉપર બતાવેલા નિયમ પ્રમાણે અભ્યાસ કરવાથી તેઓ દીર્ઘાયુષી થયા હતા. હાલના જમાનાના મહાન પુરૂષ મી. ગ્લૅડસ્ટનની જીંદગી તપાસીસું તો તેપરથી આપણને માલમ પડશે કે રાજ્યદ્વારી બાબતો પાછળ લાંબો વખત વિચાર કર્યા પછી, કવિતા, નવલ કથા, ઇતિહાસ ઇત્યાદિ રમુજી વિષયો વાંચવામાં, તે, બાકીનો વખત રોકે છે. પ્રાચીન કાળના વિદ્વાનો આ નિયમ પ્રમાણે ચાલતા હતા, અને દીર્ઘાયુષી થઇ ગયા છે. ત્યારે હવે કોઈ સવાલ કરશે કે હાલના વિદ્વાનો કેમ દીર્ઘાયુષી થતા નથી? તેનો ઉત્તર એટલોજ છે કે તેઓ મનને પુષ્કળ કસે છે ખરા, પણ તેની સાથે શરીરની સંભાળ રાખતા નથી. તેમજ એક વિષયપર અતિશય મનન કરવામાં તેઓ ઘણો વખત ગાળે છે. ગણીત અથવા આત્મતત્વવિદ્યાના પ્રશ્નોનો નિવેડો કરવામાં જે આદમીઓ ગુંથાય છે તેઓમાં, અડધા કલાકની અંદર, ઘણોજ ક્ષય પેદા થાય છે. મદિરા, તપખીર ઈત્યાદિ પદાર્થોની મદદથી, મનશક્તિને ખીલવવાની અને જાગૃત રાખવાની રીત હાલ જે પસરવા માંડી છે, તેથી ભારે નુકશાન થયા વગર રહેશે નહીં.

મદિરાથી મનશક્તિ થોડો વખત મજબૂત રહે છે, પણ પાછળથી તે નબળી પડે છે અને ક્ષયને ઉત્પન્ન કરે છે. ખોરાક ખાતી વખતે અથવા નિદ્રાસમયે અભ્યાસ કરવાથી હમેશાં ક્ષય ઉત્પન્ન થાય છે. માટે મનશક્તિનો ઉપયોગ નિયમસર, અને વખતસર કરવો. વિષયોને બદલ્યાં કરવા, તેમજ શરીરને કસરત આપવા ચૂકવું નહીં. અસલના વિદ્વાનો હાલના વિદ્વાનો જેટલોજ અભ્યાસ કરતા હતા, તોપણ તેમને હરસ અથવા ગ્લાનિ (Hypochondria) કદી પણ થતાં નહોતાં; કારણ કે તેઓ ચાલતાં ચાલતા વિચાર કરતા હતા; તેઓ દારૂ અથવા તંબાકુ અથવા મદિરાનો ઉપયોગ કરતા નહોતા; અને મનને મહેનત આપવાની સાથે શરીરને પણ કસવામાં ચૂકતા નહોતા.

## પ્રકરણ—૨.

રોગો—તેની ચિકિત્સા કરવામાં વપરાતી ભૂલ ભરેલી અને હાનિકારક રીતો—અચાનક મોત—અસ્વચ્છ હવામાં રહેવું—ખાવા પીવામાં અમિતાહાર-મીઠો તથા મસાલાદાર ખોરાક-જાલમ મદિરા—મનોવિકાર તથા સ્વભાવ--કામધંધાનો અતિશય બોજો.

રોગો જીંદગીના દુશ્મનો છે, કારણ કે તેઓ જીવનક્ષયને વધારી આયુષ ટૂંકું કરે છે. જ્યારે શરીરના જૂદા જૂદા અવયવો પોતાને સોંપી આપેલું કામ બજાવવામાં અશક્ત થઇ પડે, ત્યારે રોગની ઉત્પત્તિ થાય છે. દાખલા તરીકે હોજરી નબળી પડવાથી, જઠરરસ ઉત્પન્ન ન કરી શકે તો અજીરણ પેદા થાય છે. તેમજ આંતરડાં નબળા પડી જાય તો બંધકોશ થાય છે. એથી ઉલટું, શરીરના જૂદા જૂદા અવયવો પોતાનું કામ યોગ્ય રીતે બજાવે તો શરીર તંદુરસ્ત ગણાય છે. હવે રોગોને કેમ અટકાવવા તે જાણવા માટે, તેઓ શા કારણથી ઉત્પન્ન થાય છે તેની માહિતી મેળવવી જરૂરની છે; અને તે કારણો જાણીને, તેને દૂર કરવાથી આદમી આરોગી રહી શકે છે. ઈશ્વરે આપણને જન્મ આપ્યો છે, તે, દુ:ખ દરદો ભોગવીને, ટૂંક મુદતમાં મરણ પામવાને આપ્યો નથી. માણસના શરીરના બાંધા ઉપરથી માલમ પડે છે કે તે ઓછામાં ઓછા એક સો વર્ષ સુધી જીવી શકે,

તોપણ એટલી લાંબી મુદત સુધી ટકાવી રાખવાને શરીરના દરેક અવયવની, તેણે પૂરતી સંભાળ રાખવી જોઈએ, કારણ કે દરેક અવયવની આરોગ્યતાપર શરીરની તંદુરસ્તીનો આધાર રહેલો છે; અને અસલ તંદુરસ્ત શરીર શિવાય, લાંબુ આયુષ ભોગવવું અશક્ય છે. રોગનું કારણ જાણવું જેટલું ડાકતરને અગત્યનું છે તેથી વધારે અગત્યનું દરદીને છે એમ હું ધારૂં છું. તેટલા માટે ખરૂં કારણ ડાકતર પાસેથી જાણી લઈ તેને ફરી હુમલો કરતું અટકાવવું, એ, દરદીને અવશ્ય કરીને લાભકારી છે; અને એ બાબતમાં જે સખસો ખેપરવા રહે છે તેઓજ નિરોગી રહેવાને કમનસીબ થાય છે.

એક ચોકસ કારણ એકજ રોગને જન્મ આપતું નથી; તેમજ એક ચોકસ રોગ એક અથવા વધારે ચોકસ કારણોથી પેદા થાય છે એમ પણ સમજવું નહીં. ઘણીવાર એકજ કારણ અનેક નાના પ્રકારના રોગોનું મૂળ થઇ પડે છે; અથવા એક રોગ અનેક કારણોથી પેદા થાય છે. રોગનાં કારણોના બે મુખ્ય વર્ગ પાડી શકાયઃ—(૧) શરીરની અંદર ઉત્પન્ન થતાં કારણો. દાખલા તરીકે કલેજાં અથવા ફેફસાંનો રોગ, કલેજાં અથવા ફેફસાંની નબળાઈથી ઉત્પન્ન થાય છે. (૨) બાહ્ય કારણો. જેવાં કે, હવામાં થતો ફેરફાર,–અતિશય ગરમી, શરદી, ઋતુનો ફેરફાર વિગેરે. આ બે મુખ્ય કારણો ઉપરાંત બીજા બે પેટાકારણો પણ હેયાતિ ધરાવે છે. (૧) મૂળ કારણ અથવા અસલ કારણ; ભૂખમરો લાગુ પડવાથી આદમીનું શરીર નબળું પડી જાય છે અને તેથી તેને કોઇ પણ રોગ તુરત લાગુ પડી શકે છે. આનું નામ મૂળ કારણ સમજવું. (૨) રોગને શરૂ કરનારૂં કારણ. ભૂખમરાથી નબળાં પડી ગયલાં શરીરપર કોલેરાની અસર જલ્દી થાય છે. અહીંઆં કોલેરાની ઝેરી હવા, રોગને જન્મ આપનારૂં અથવા શરૂ કરનારૂં, બીજું કારણ સમજવું.

મૂળ કારણોમાંનાં કેટલાંક નીચે પ્રમાણે છેઃ—(૧) શરીરનો બાંધો; (૨) મિજાજ; (૩) વિશેષ પ્રકૃતિ; (૪) વંશપરંપરા વારસામાં ઉતરતી અસરો; (૫) ઉમ્મર; (૬) સ્ત્રી પુરૂષની જાતિ; (૭) ટેવ; (૮) અસ્વચ્છ હવા, (૯) ઉદમ્હાર ખોરાક; (૧૦) અસ્વચ્છપાણી.

(૧) શરીરનો બાંધો.—ઉપર જણાવેલાં કારણોમાંથી દરેકને છુટું લઈ, તે, આપણી તંદુરસ્તી પર કેવી રીતે અસર કરેછે તે, તથા તેને દૂર કરવાને શા ઉપાયો લેવા જોઈએ, તે, વાંચનારે લક્ષમાં રાખવું જોઈએ. જે આદમીના શરીરનો બાંધો મજબૂત હોયછે તેને, હવા પાણીના ફેરફારથી કાંઈજ અસર થતી નથી. પણ જે આદમીની કાઠી નબળી હોય છે તેને, હવામાં સેહેજ ફેરફાર થયો કે તુરત શરદી અથવા ઉધરસ થઇ આવેછે. કોઈ ભારે પદાર્થ ખાવામાં આવે તો ઝાડા કે ઉલટી થાયછે. એવા આદમીએ રોગને અટકાવવાને તથા જીંદગી લાંબી અને સુખી કરવાને, ખાવા પીવામાં, પ્હેરવા ઓઢવામાં, તથા હરવા ફરવામાં સંભાળ લેવી જોઇએ. પણ એવી સંભાળ રાખતી વખતે એક અગત્યની વાત વીસરી જવી જોઇતી નથી,—અને તે એકે સંભાળની પણ હદ હોય છે. કેટલાંક નબળાં આદમીઓ શરદીથી એટલાં બીહે છે કે રાત્રે સૂતી વખતે સઘળાં બારી બારણાં બંધ કરી દેછે. વળી કેટલાક આદમીઓ અજીરણથી એટલાં બીહેછે કે દરેક ચીજ બીહી બીહીને ખાયછે. આવી રીતે મનમાં ખોટી ધારતી રાખવાથી અથવા વગર કારણે નાજુક બની જવાથી, તંદુરસ્તીને નુકસાન થાયછે એમ દરેક આદમીએ ખાત્રીથી માનવું. બંધ બારણે સુવાથી લોહીમાં બગાડો થાયછે અને તે ક્ષીણ થાયછે. નબળી પ્રકૃતિવાળા આદમીને ખુલ્લા બારી બારણાંથી શરદી લાગવાની ધાસ્તી હોય તો ખરો રસ્તો એ છે કે જે દિશા તરફથી પવનના ઝપાટા વધારે આવતા હોય તે તરફનાં બારી બારણાં બંધ રાખવાં; અને મોજાં પ્હેરી સુવું. પણ સઘળાં બારી બારણા બંધ કરવાં, એતો લોહીનો પ્રાણવાયુ રૂપી સોજો ખોરાક છીનવી લઇ, તેને ભૂખે મારવા જેવું છે. માટે હમેશાં ખુલ્લી હવામાં રહેવાથીજ ફાયદોછે. તેજ પ્રમાણે નબળા આદમીને ઘણું ખાવાથી અજીરણ થવાની ધાસ્તી રહેતી હોય તો, ખરો રસ્તો એ છે કે તેણે બદહજમીનું કારણ શોધી કાઢવું. ખુલ્લી હવામાં કસરત કરવી, પણ હોજરીને ભૂખી રાખવી, એતો શરીરના બીજા અવયવોને ભૂખે મારવા જેવું ગણાય; અને તે કેટલું ખરૂં છે તે, નીચે આપેલી કવિતા પરથી સ્પષ્ટ માલમ પડી આવેછેઃ—

( હોજરી શરીરના બીજા અવયવો પ્રત્યે બોલેછે. )

True is it, my incorporate friends, quoth he,
That I receive the general food at first
Which you do live upon: and fit it is;
Because I am the storehouse and the shop
Of the whole body. But if you do remember,
I send it through the rivers of your blood,
Even to the Court, the heart,-to the seat o' the brain;
And through the cranks and offices of man,
The strongest nerves, and small inferior veins,
From me receive that natural competency
Whereby they live: And though that all at once,
You, my good friends, though all at once can not
See what I do deliver out to each;
Yet I can make my audit up, that all
From me do back receive the flower of all,
And leave me but the bran.

( Shakespeare. )

હોજરી, શરીરના સઘળા અવયવોને ખોરાક પૂરો પાડનારી વખાર છે, માટે તેને ભૂખે મારવાથી, શરીરના બીજા સઘળા અવયવો ભૂખે મરે છે, એમ ઉપલી લીટીઓપરથી સ્પષ્ટ જણાઈ આવે છે; અને શરીરના અવયવો ભૂખે મરવાથી, જીવનક્ષય વધેછે અને આયુષ ટૂંકું થાય છે. માટે જેને બેસી રહેવાની ટેવ હોય, વ્યસનની આદત હોય. જેને અતિશય અભ્યાસ અથવા વિંચાર કરવાની ટેવ હોય, તેવા નબળા આદમીએ પોતાની આદતો દૂર કરી, ખુલ્લી હવામાં કસરત કરવી, અને એમ કરવાથીજ તેને અજીરણ થતું બંધ પડશે.

(૨) મિજાજ અથવા પ્રકૃતિઃ—આદમીઓ જુદી જુદી પ્રકૃતિનાં હોયછે. કોઈ પિત્તની પ્રકૃતિવાળો હોયછે; કોઈ, કફની; અને કોઇ, વાયુની. એ ત્રણ પ્રકૃતિમાંથી, જે પ્રકૃતિ વિશેષ હોય, તે જાતના રોગો એવા આદમીને

થાયછે. એ પ્રકૃતિનું જોર નરમ પાડવાથી, તેવા રોગો થતા અટકેછે. બચપણથી, મા બાપો, પોતાનાં છોકરાંઓની પ્રકૃતિ સમજીલઈ, તેને દૂર કરવાને પ્રયત્ન કરે, તો ભવિષ્યમાં તેઓ ઘણી આફતો અને વિટમણામાંથી, પોતાને તેમજ પોતાનાં છોકરાંઓને મુક્ત કરી શકે. દાખલા તરીકે, કફની પ્રકૃતિવાળાં (Phlegmatic) બચ્ચાંઓ સુસ્ત; ઉદાસી અને બેદરકાર રહેછે; હસવા—રમવાનું તેઓને ગમતું નથી: પણ એક ઠેકાણે બેસી રહેવાનું વધારે ગમેછે. એવાં બચ્ચાંઓને બ્હાર ખુલ્લી હવામાં ફેરવવાથી તેમની પ્રકૃતિ સુધરેછે અને કંઠમાળ જેવા ગંભીર રોગો થતા અટકેછે. વાયુની પ્રકૃતિવાળાં બચ્ચાં ઉતાવળાં, ચાલાક, અને ગરમ મિજાજનાં હોયછે; તેઓ નબળાં અને સ્હેજમાં ચીડાઈ જાય એવાં હોયછે. બચપણથીજ આવા બચ્ચાંઓપર કાબુ રાખી તેને યોગ્ય કેળવણી આપી હોય તો ભવિષ્યમાં તેમનાં માબાપોને પસ્તાવો કરવો પડતો નથી. હાલના જમાનામાં વાયુના રોગો વધતા જાયછે તેનું કારણ સમજવું મુશ્કેલ નથી.

પચાસ વર્ષપર વાયુના રોગો જેવા કે ઉન્માદ તથા દિવાનાપણું અસાધારણ રોગો ગણાતા હતા; પણ હાલતો તેઓ સાધારણ થઈ પડયાછે; અને તેનાં બીજાં રાજદ્વારી, સામાજીક, અને ધાર્મિક કારણોમાં, બચપણથી અપાતી અયોગ્ય અને ઢીલી કેળવણી પણ, એક અગત્યનું કારણછે. વાયુની પ્રકૃતિવાળાં બચ્ચાંઓપર ન્હાનપણથીજ કાબુ રાખી, તેને યોગ્ય અને સંગીન શિક્ષણ આપ્યું હોય, હદબ્હાર લાડ લડાવવાને બદલે, પ્રેમયુક્ત સોટી વડે શિક્ષા આપી હોય,—તો હિસ્ટીરીયા અને દિવાનાપણાંનાં રોગો વધતા અટકયા વગર રહેશેજ નહીં. માટે માબાપોએ પોતાની પવિત્ર ફરજ સમજી, પોતાનાં બચ્ચાંઓનું હિત સંભાળવું હોય તો, હમે ઉપર જે શિખામણ આપીછે તે પ્રમાણે શબ્દે શબ્દ વર્તવું, એજ હમારી સૂચનાછે, અને એમ કરવાથીજ વાયુના રોગો વધતા અટકશે એવી હમારી ખાત્રીછે.

( ૩ ) વિશેષ પ્રકૃતિ:—કેટલાંક બૈરાંઓને દુધ પાચન થઇ શકતું નથી; પણ ખાટા અને તીખા પદાર્થો જલદી પચી જાયછે. આને વિશેષ પ્રકૃતિ કહેછે.—(Idiosyncrasy) દુધ જેવી પુષ્ટીકારક વસ્તુ પચે નહીં, અને ખાટી તીખી નુકસાનકારક વસ્તુ પચે, એ, એક તંદુરસ્તીને હાનિ કર્તા ખાસીયેત સમજવી. દુધ ન પચે, એ, પિત્તની નબળાઇ સમજવી;

અને દુધ ન ખાવાથી નબળાઈ વધેછે. માટે ખાટી અને તીખી વસ્તુ તજી દઇ, દુધમાં પીપરનો ભૂકો નાંખી તેને ઉકાળી પીવું કે જેથી તે જલ્દી હજમ થઇ શરીરમાં કૌવત લાવે.

(૪) વંશપરંપરા વારસામાં ઉતરતી અસરોઃ—ક્ષયરોગ, નજળો, કંઠમાળ, અર્બુદ, ઉપદંશ ઈત્યાદિ રોગોમાંથી એકપણ મા બાપને હોયતો તે વારસા રૂપે બચ્ચાંઓને મળેછે. એનો અર્થ એ છે કે ક્ષયરોગવાળાં મા અથવા બાપનાં છોકરાંઓને ક્ષયરોગ થવાનો સંભવ વધારે રહેછે. એવાં મા બાપનાં છોકરાંઓને ભિનાસવાળી જગાથી દૂર રાખ્યાં હોય, તેને સ્વચ્છ હવા, ગરમ કપડાં, તથા હલકા અને પુષ્ટીકારક ખોરાક નો લાભ આપ્યો હોયતો તેઓપર એવા ગંભીર રોગનો હુમલો થવાનો ઝાઝો સંભવ રહે નહીં. તેમજ નજળાથી પીડાતાં માબાપના છોકરાંને ન્હાનપણથીજ નિયમિત ખોરાક આપ્યો હોય—ઉંચા સ્વાદિષ્ટ પકવાનો પર હાથ મારવાનું મોકુફ રાખ્યું હોય—જાલમ મદિરારૂપી દુશ્મનથી વેગળું રાખ્યું હોય,—તો ભવિષ્યમાં એવા દુષ્ટ રોગનો હુમલો તેનાપર થવાનો ઘણો થોડો ભય રહે છે.

(૫) ઉમ્મરઃ—તાણ, આંકડી, ઝાડા, ઉલટી, વગેરે રોગો બચ્ચાં ઓને વિશેષ થાય છે; અને તેનાં કારણો ઘણીવાર નજીવાં હોય છે. તોપણ તેને અટકાવવાની સંભાળ રાખી હોય તો ગંભીર પરિણામો થવાનો ઝાઝો સંભવ રહેતો નથી. દાખલા તરીકે બાળકને નવ મહિના સુધી ફકત માના ધાવણપર અથવા ગાયના દુધપર નિર્વાહ કરાવવો એવો વૈદક નિયમ છે. પણ એ નિયમનો ભંગ કરી તેને રાંધ્યું, ચોખા, રોટી અથવા ભેંશનું દુધ આપ્યું હોય તો ઝાડા અને ઉલટી તુરત થાય છે; અને તેનું કારણ સમજવું કઠણ નથી. બાળકોની હોજરી નાની અને નબળી હોય છે માટે તેને માટે કુદરતે હલકું અને પાતળું પાણી જેવું માનું દુધ, ખોરાક માટે, નિર્માણ કીધું છે. એટલા માટે તાણ આંકડી ઇત્યાદિ રોગો થતા અટકાવવાનો ખરો માર્ગ તો એ છે કે, બચ્ચાંઓને બાર મહિના સુધી ધાવણ શીવાય બીજું કંઈ આપવું નહીં.

વળી બાળકોને શીતળા, ગોવરૂ, ઓરી અને સસણી જેવા રોગો થવાનોવધારે સંભવ રહે છે. આ રોગોનો અટકાવ સ્હેલથી થઇ શકે એમ છે. શીતળા અટકાવવાને શીતળા કાઢવાની જરૂર છે. ગોવરૂ ઓરી, અને

સસ્સણી, શીતળાની માફક, ચેપી અને ઊડતા રોગો છે. માટે એક બાળકને એવો રોગ થયો હોય તો બીજાં બાળકોને તેનાથી દૂર રાખવાં એજ ખરો ઉપાય છે; અને એવી સંભાળથીજ આવા રોગો વધતાં અટકે છે.

દાંત આવતી વખતે તથા તે દરમ્યાન, બાળકોને તાવ, ચાંકડી તાણ વગેરે રોગો થવાનો સંભવ રહે છે. તેને અટકાવવાને બચ્ચાંને એકાંત અને નરમ હવાવાળા ઓરડામાં રાખવું; અને જરૂર પડે તે ડાક્તરની સલાહ લઈ, તે પ્રમાણે ખાનપાનમાં ફેરફાર કરવો.

હવે જુવાનીના વખતપર જઈએ તો ત્યાંપણ ગંભીર રોગો થતા માલમ પડે છે. જુવાનીનું મુખ્ય અને માહાં ભાગ્યે, સર્વથી જીવલેણ દરદ, ક્ષય રોગ ગણાય છે. સારી સંભાળ અને માવજતથી આવા ગંભીર રોગનો પણ અટકાવ થઇ શકે છે. ક્ષય રોગ જે આદમીને ઓધે ઉતરેલો હોય, અથવા બીજા કોઇપણ કારણથી પ્રાપ્ત થયો હોય તો તે સખસે ગીચ વસ્તીવાળા શેહેરનું રેહેઠાણ છોડી દઇ, ગામડામા જઈ રહેવું; કારણકે શેહેર કરતાં, ગામડાની હવામાં પ્રાણવાયુ વધારે હોય છે અને તેથી તે હવા ફેફસાંને વધારે પુષ્ટીકારક થઇ પડે છે. ભિનાસવાળી, નીચાણમાં આવેલી જગામાં તેણે કદી રહેવું નહીં. તેમજ શરીરને કસરત આપી, મનને નિર્ભય અને મજબૂત કરવું. ક્ષય રોગવાળા આદમીને, તરવાની કસરત દરરોજ એક કલાક કરવાની હમે ભલામણ કરીએ છીએ. તેમ કરવાથી શરીરની ઉષ્ણતા સમતોલ થવા ઉપરાંત, ફેફસામાં પણ તાગાત આવે છે. તરવાની કસરત સંબંધી જે ઉપાય અત્રે બતાવ્યો છે, તેનો હમને ઘણા દાખલાઓમાં સારો અનુભવ મળવાથીજ, અત્રે તેની ભલામણ કરવાની જરૂર પડી છે. ટૂંકમાં કહીએ તો ક્ષય રોગને માટે કોઇ પણ સારા અને કુદરતી રામબાણ ઉપાયો હોઇ શકે તો તે, તરવાની કસરત અથવા ગાયનની તાલીમ, છે. તરવાની કસરત થઇ રહ્યા બાદ, દરેક સખસે પોતાના અંગને ટુવાલ વડે ખૂબ ઘસીને લુછી નાંખી, ત્યાર બાદ મોજાં અને ગરમ કપડાં પહેરવાં; અને પછી ગરમ દુધ અને ખાનું ખાવું.

(૬) સ્ત્રી પુરૂષનો જાતિ ભેદઃ—આ, પણ, કેટલાક રોગોનાં મૂળ કારણ તરીકે ગણાય છે. સ્ત્રીઓને કેટલાક ખાસ રોગો થાય છે કે જે મરદોને થતા નથી. તેમજ કેટલાક રોગો મરદોને ખાસ થાય છે. ભેજાંના તથા ફેફસાંના રોગો મરદોને વિશેષ થાય છે. મરદોને પોતાનો ઘર ખટલો ચલાવવા માટે, ઘણી ફીકર ચિંતા, કાળજી, તથા શ્રમ ખેડવાં પડે છે; તેથી સ્વાભાવિક રીતે ફેફસાં તથા ભેજાંને જોર પડે છે અને તેથી, તેઓ નબળાં પડે છે. માટે મરદોએ વરસમાં એક બે મહિના હવાફેર અથવા જાત્રા જઈને, આરામ લેવો જોઈએ. સુવાવડના સંબંધમાં કેટલાક રોગો સ્ત્રીઓને થાય છે, અને તેને કેમ અટકાવવા, તે વિષે થોડું વ્યવહારીક જ્ઞાન સ્ત્રીઓને આપી શકાય તો તેથી ઘણો લાભ થઇ શકે.

(૭) ટેવ અથવા આદતઃ—કેટલીક ટેવો આરોગ્યને લાભકારી હોય છે. તેમજ કેટલીક હાનિકર્તા હોય છે. વખતસર ખાવું, વેહેલાં ઉઠવું, વેહેલા સુવું, સાદો તથા નિર્મળ ખોરાક વાપરવો, સ્વચ્છ પાણી પીવું, ઇત્યાદિ ટેવો, તન, મન, તથા નીતિને ફાયદો કર્તા છે. ગરમ, મસાલાદાર, તીખા, ખાટા,—તેમજ પકવાન્ન અને એવાજ બીજા મિષ્ટ પદાર્થો, માણસના તન, મન, તથા નીતિપર માઠી અસર કરે છે. કારણકે એ સર્વે પદાર્થો શરીરની સ્વાભાવિક ઉષ્ણતા વધારી, જીવનક્ષય ઉત્પન્ન કરે છે, અને તેથી જીંદગી ટૂંકી થાય છે. ગરમ અને મસાલાદાર ખોરાક ખાવાથી પિત્ત ઉકળે છે અને કલેજાના રોગો જન્મ પામે છે. તેમજ મિષ્ટ પદાર્થોપર પ્રેમ રાખવાથી મધુ પ્રમેહ જેવા ગંભીર રોગો થાય છે. વળી એ સઘળા પદાર્થો ગરમ હોવાથી મનોવૃત્તિ તથા લાગણીને ચંચળ અને તીવ્ર કરેછે અને તેથી મન અસ્થિર બની જઈ આડે માર્ગે દોરાય છે, અને આચારવિચાર ભ્રષ્ટતાને પામે છે.

આપણા શરીરમાં નીરંતર ક્ષય ચાલ્યાં કરે છે, તેને વધતો અટકાવવાને આપણે પુષ્ટિકારક ખોરાક ખાઇએ છીએ. પણ ફક્ત એ ક્ષયને અટકાવવો બસ નથી. તે ઉપરાંત, ક્ષય પામેલા ભાગો, ફેફસાં, ચામડી, આંતરડાં, અને ગુરદા વાટે બ્હાર નીકળી જાય, આખા શરીરનું પુનર્જીવન અર્થાત્ શુદ્ધિ કરે, એવા ઉપાયો યોજવાની હમેશાં

ટેવ રાખવી જોઈએ. દાખલા તરીકે, દરરોજ અંગોળ કરવાની ટેવ રાખવાથી, લોહીમાંના ઉષ્ણ અને ઝેરી પદાર્થો પરસેવા વાટે, બ્હાર નીકળી જાય છે અને તેથી લોહીનું પુનર્જીવન થાય છે. સ્વચ્છ હવામાં રહેવાથી, ગામ બ્હાર ખુલ્લી હવામાં ફરવા જવાથી, અને કસરત કરવાથી, યુરીયા અને કાર્બોનીક ઍસીડ જેવા ઝેરી પદાર્થો ફેફસાં તથા ગુરદા વાટે બ્હાર નીકળી જાય છે. તેવીજ રીતે હલકો અને સોજો ખોરાક ખાવાથી, તથા નિયમિત વખતે હાજતે જવાની ટેવ રાખવાથી, મળરૂપી કચરો આંતરડા વાટે બ્હાર નીકળે છે. ઊપર જણાવેલા નિયમોનો જેઓ ભંગ કરે છે, તેઓજ રોગના ભોગ થઈ પડે છે.

(૮) અસ્વચ્છ હવા—આપણી આસપાસની હવા આપણી તંદુરસ્તીપર મોટી અસર કરે છે. જે લોકોને ખુલ્લી અને સ્વચ્છ હવામાં રહેવાની ટેવ હોય છે તેમના શરીરનું લોહી હમેશાં શુદ્ધ રહે છે અને દરેક અવયવને તૃપ્ત અને નિરોગી રાખે છે. ઘણાં કારણોને લીધે ખુલ્લી સ્વચ્છ હવાનો લાભ સઘળાં આદમીઓને મળી શકતો નથી. ગરીબ લોકો, નાની અને ગંદકીવાળી ઓરડીઓમાં રહે છે. તેમાં પુરતાં બારી બારણાં પણ હોતાં નથી. તેથી કરીને એક માણસના દમમાંથી નીકળેલી ખરાબ હવા તેના ગોઠીઆને શ્વાસમાં લેવી પડે છે. આવી રીતે ગરીબ લોકોનાં બચ્ચાંઓની તંદુરસ્તી વધારે બગડે છે અને તેઓમાં મોતનું પ્રમાણ વધતું જાય છે.

વળી કોઈ કોઈ વાર મોરી, ગટર, અથવા સંડાસમાંથી નીકળતી ખરાબ હવા આપણા દમમાં જાય છે અને તે આપણી તંદુરસ્તીને નુકસાન કરે છે. એ ઉપરાંત, મુવેલાં જાનવરોમાંથી નીકળતી બદબો, કોહી ગયલાં શાકતરકારીમાંથી પેદા થતી દુર્ગંધ, અને જૂદા જૂદા સાંચાઓનાં કારખાનાંમાંથી નીકળતો ધુમાડો અને કચરો પણ આપણા દમમાં લેવાની હવા સાથે મળી જવાથી, આપણાં ફેફસાંને નુકસાન કરે છે. કેટલીક જગામાં, ધૂળ, ઉન, રૂની રજકણો, તથા કોયલા અને ધાતુનાં બારીક રજકણો હવામાં ઉડતાં રહે છે. આવી અસ્વચ્છ હવામાં રહેવાથી ફેફસાંના ગંભીર રોગો જન્મ પામે છે. ઈસ્પીટાલોમાં તેમજ તેની નજદીકમાં રહેનારા લોકોને ચેપી અને ઉડતા રોગોનાં

જંતુઓ શ્વાસમાં લેવા પડે છે અને તેથી ભયંકર રોગો થાય છે. અતિશય સૂકી અથવા અતિશય ભીનાસવાળી હવા શરીરને નુકસાન કર્તા છે. તેટલા માટે દરેક આદમીએ માફકસર ભીનાસવાળી હવામાં રહેવાની તજવીજ કરવી જોઈએ. તેમજ ઘણી ઠંડી હવામાંથી એકદમ ગરમ હવામાં—અથવા ગરમ હવામાંથી એકદમ ઠંડી હવામાં જવાથી માણસની તંદુરસ્તીને હાનિ પોહોંચે છે. દાખલા તરીકે, કોઈ જાહેર સભા અથવા મિલાવડામાં ઘણાં આદમીઓ એકઠાં થવાથી, તેમજ રોશની માટે રાખેલી દીવા બત્તિથી, ત્યાંની હવા અતિ ગરમ થઈ જાય છે. સભા બરખાસ્ત થયા પછી, સઘળાં આદમીઓ તે મકાનની બ્હાર નીકળે છે તે વખતે રાતના જેવો ઠંડો પવન ઝપાટા સાથે ફુંકાતો હોય, અથવા શિયાળા જેવી ઠંડી મોસમ હોય તો, સેંકડે ઓછામાં ઓછાં પચાસ આદમીઓ તેઓને મુકામે પોહોંચ્યા પેહેલાં, શરદીના ભોગ થઈ પડવા જોઈએ. અને તેનું કારણ સમજવું મુસ્કેલ નથી. સભાના દિવાનખાનાની હવા ગરમ હોવાથી, સઘળાનું લોહી જરા ગરમ થાય છે. તેમજ ચામડી પણ ગરમ થઈ પરસેવો નીકળે છે. એવી ગરમ થયલી તથા પરસેવાથી ભીંજાયલી ચામડીપર, એકદમ ઠંડો પવન લાગવાથી સઘળો પરસેવો સુકાઈ જઈ, ચામડી ઠંડી થઈ જાય છે. અને તેથી શરીરની અંદરના (ગરમી ઉત્પન્ન કરનારા) ક્ષેત્રફળનું તથા શરીરની બ્હારના (શરદી ઉત્પન્ન કરનારા)-ક્ષેત્રફળનું (ચામડીનું)-સમતોલપણું તૂટી જાય છે. અર્થાત્ આદમીને સળેખમ અથવા શરદી લાગુ પડે છે. ઉનાળામાં આદમીઓને સળેખમ થઈ આવે છે તેનું કારણ પણ એવુંજ છે. કેટલાક લોકો ઉનાળામાં પરસેનો સુકવવાને પંખાથી પવન ખાય છે; કેટલાક અજ્ઞાન લોકો બારી ઉઘાડી રાખી પવનના ઝપાટા ખાય છે; કેટલાક ઠંડે પાણીએ ન્હાય છે. આવી રીતે ગરમ થયલી ચામડીને ઠંડી કરવાથી, કેફસાંના ભયંકર રોગો પેદા થાય છે. તેટલા માટે જયારે આપણી ચામડી ભીની (પરસેવાવાળી) અને ગરમ હોય ત્યારે ઠંડી હવા અથવા ઠંડા પાણીથી પરસેવો સુકવવાને બદલે, ભીંજાયલાં કપડાં અંગપરથી કાઢી નાખી, ચામડીને ટુવાલવડે લુછી નાંખી, ત્યારબાદ એકદમ કપડાં પેહેરવાની સંભાળ રાખવી. એમ કરવાથીજ ભયંકર રોગો થતા અટકે છે

કોકરનું પાણી, જખમ ધોવામાં અને તેનાપર પોતાં તરીકે કામ આવે છે. તાવની ગરમી ઉતારવાને ૪૫૦-૬૦૦ ડીગ્રીના થંડા પાણીથી અંગોળ (Bath) આપવામાં આવે છે. જ્ઞાનતંતુઓના તરેહ તરેહના દરદોમાં પાણી, એક પૌષ્ટીક દવા તરીકે, વપરાય છે. ન્હાવામાં ગરમ, ઉકાર્યું કે થંડુ પાણી—એમાથી કયું ગુણકારી છે, તે વિષે પેહેલાં ભાગમાં જે કહી ગયા છીએ તે પ્રમાણે ચાલવું, સહીસલામત છે. ન્હાવામાં ટેવ અથવા માણસની પ્રકૃતીપર ચોકસ પ્રકારના પાણીની અંગોળનો આધાર રહે છે, એમ ઘણા ડાકતરો ધારે છે, પણ એ વિચાર પાયા વગરનો છે. આ પુસ્તકના પેહેલા ભાગમાં કહ્યા પ્રમાણે, અંગોળ કરવામાં ઉકાર્યું પાણીજ શ્રેષ્ટ છે, અને તે દરેક આદમીને લાગુ પડે છે. ગરમ પાણી, વરાળના બાફ તરીકે અને સેક કરવામાં ઘણું ઉપયોગી છે. લૂ લાગવી-ઝેરી તાવો-પ્રસૂતિજ્વર-તથા મસ્તકપર લોહીનું ચઢી જવું—વગેરે રોગોમાં થંડુ પાણી કામમાં આવે છે. પાણી, કુદરતી બક્ષીસ, છે. તેને માટે પૈસા ખરચવા પડતા નથી. માટે દરેક આદમીએ પોતાની તંદુરસ્તી ખાતર, સ્વચ્છ અને સોજ્જું પાણી, છૂટે હાથે વાપરવું, એજ ડહાપણભરેલું છે. ખોરાક હજમ કરવાને તથા શરીરનાં પૌષ્ટીક રસાદિ દ્રવ્યોને સુકાઈ જતાં અટકાવવાને. પાણીની જરૂર છે ખોરાક વગર આદમી ચલાવી શકે, એમ ઘણી વાર બને છે. પણ પાણી વગર તેને બિલકુલ ચાલી શકતું નથી. પાણી પાચનક્રીયાને પુષ્ટી આપે છે. તેમાં શીતલતા અને પ્રાણવાયુનો ભાગ હોવાથી, હોજરી અને તંતુઓને પુષ્ટી મળે છે. તેમજ તેમાં ક્ષારો હોવાથી, કોઠાણ અને પિત્તની શુદ્ધિ કરે છે. શરીરનાં રસાદિ દ્રવ્યોને વધારે છે. પાણી વગર મળમૂત્ર કદી શુદ્ધ થતાં નથી. પાણી, મળને પોચો કરીને ઝાડો સાફ લાવે છે. બંધકોશવાળા આદમીને. થંડુ પાણી પાતઃકાળે પીવાથી, કુદરતી જુલાબ સમાન ઉપયોગી થઈ પડે છે. પાણીમાં પ્રાણવાયુનો અંશ હોવાથી, જીવનશકિતમાં દરરોજ નવો અગ્નિ પેદા થઈ તે પ્રાણમય થાય છે ગ્લાની, ઉન્માદ, દિવાનાપણું ઈત્યાદિ ગંભીર વાયુથી પીડાના દરદીઓને, પાણી, એક અમૃત સમાન, થઇ પડે છે. ડાકટર શીડન નામનો એક સખસ ગ્લાની અને ગાંડપણથી લાંબો વખત થયાં પીડાતો હતો અને તેની જીંદગી દુઃખી થઇ ગઈ હતી. પણ

જ્યારથી તેણે પુષ્કળ સ્વચ્છ પાણી પીવા માંડયું, ત્યારથી તેને
આરામ થવા લાગ્યો; અને ૮૦ વર્ષની મોટી વયે મરણ પામ્યો
હતો. અમેરીકાના ડાક્તરો, કોઈ પણ દરદી અતિશય અભ્યાસથી
અથવા થાકથી નબળો થઈ ગયો હોય તો, તેઓ તેને સ્વચ્છ હવામાં ફર-
વાની અને સ્વચ્છ પાણી પીવાની ભલામણ કરે છે. પણ ઇંગ્લંડના
ડાક્ટરો, એથી ઉલટું, તેને 'બ્રાંડી' પીવાની ભલામણ કરે છે!!
ડાક્ટર હર્લેંડ કહે છે કે 'તમને તરસ લાગે તો તમે સ્વચ્છ પાણી
પીઓ, અને તમારા હાજાં ગગડી ગયલાં લાગે તો સ્વચ્છ હવામાં
ફરો. પણ મદિરા કદી પીશો નહી.' ટૂંકમાં કહીએ તો સ્વચ્છ પાણી
જેવું, શરીર તેમજ મનને પુષ્ટિ આપનાર અમૃત, બીજું કાંઇ છેજ
નહીં. સ્વચ્છ પાણી આયુષ વધારે છે. પણ મદિરા આયુષને દુઃખી
અને ટુંકું કરે છે.

હાલના જમાનામાં રોગોનું માહાત્મ્ય વધી પડયું છે, તેનાં કારણો
ઘણાં છે. કુદરતના નિયમોનો ભંગ કર્યાથી રોગ ઉત્પન્ન થાય છે.
આરોગ્યતાના નિયમો, જે કુદરતના નિયમોને આધારે રચાયલા છે, તે
પાળવામાં ભૂલ અથવા બેદરકારી કરવાથીજ, આપણે રોગોના ભોગ
થઈ પડીએ છીએ. શીતળા, ઓરી, ડિફ્‌થીરીયા, દિવાનાપણું ઇત્યાદિ
રોગો, પ્રાચીન કાળમાં, અરધે સો વર્ષપર આટલી મોટી સંખ્યામાં
તથા જોસમાં ક્વચિતજ દર્શન દેતા હતા. પણ હાલ તેઓ પૂર જો-
સમાં ફાટી નીકળતા માલમ પડે છે; અને શીતળા, દર દસ આદમી-
માંથી એક આદમીનો જાન લે છે. હાલના જમાનામાં મોજશોખ,
અનીતિ, તથા ભ્રષ્ટાચારનો પ્રચાર વધવાથી, રોગોની વૃદ્ધિ થાય તો
તેમાં કાંઇ પણ આશ્ચર્ય જેવું નથી. જૂદા જૂદા રોગોથી નિપજતાં
મોતની સંખ્યાનું પ્રમાણ જે હાલ વધતું જાય છે, તે ખરેખર દરેક
વાંચનારને ચોંકાવનારૂં થઇ પડયા વગર રહેશે નહીં. માટે તેને અટ-
કાવવાના જે ઉપાયો લેવાની જરૂર છે તે દરેક આદમીએ ગ્રહણ કરી,
પોતાનાં આરોગ્ય તથા આયુષને સુખાકારી કરવાની પોતાની ફરજ
બજાવવી જોઇએ.

## જૂદા જૂદા રોગોથી થતું મોતની સંખ્યાનું પ્રમાણ.

| રોગનું નામ. | દર ૧૦૦૦ આદમીએ મોતનું પ્રમાણ. | રોગનું નામ. | દર ૧૦૦૦ આદમીએ મોતનું પ્રમાણ. |
|---|---|---|---|
| જન્મ રોગ (બચપણમાં) | ૨૪ | દાંત આવવા | ૫૦ |
| આંકડી વીગેરે | ૨૭૭ | શીતળા | ૮૦ |
| ઓરી | ૧૦ | સુવાવડ | ૮ |
| દમ, ક્ષય રોગ વિગેરે | ૧૯૦ | ઝેરી તાવો | ૧૫૦ |
| એપોપ્લેક્ષી | ૧૨ | જળોદર | ૪૧ |

(૭૮ આદમીઓજ ખરી વૃદ્ધાવસ્થાએ પોહોંચી મરણ પામે છે.)

આ કોઠાપરથી માલમ પડે છે કે દુનીયાની સઘળી વસ્તીમાં, બાળકોમાં મોતની સંખ્યાનું પ્રમાણ વધારે માલમ પડે છે. માટે દરેક આદમીએ બાળકોની જતનપૂર્વક માવજત કરવામાં મચ્યા રહેવું, કે જેથી એ સંખ્યામાં ઘટાડો થાય. વળી સ્ત્રીઓને પણ યોગ્ય કેળવણી આપી હોય તો તેથી પણ ઘણાં બાળકોના જાન બચી શકશે. માટે સ્ત્રીકેળવણીનો પ્રસાર કરવામાં દરેક આદમીએ તન, મન અને ધનથી મેહેનત કરવી જરૂરની છે. વળી આ કોઠાપરથી સારાંશ એટલોજ નીકળે છે કે આખી દુનીયાની વસ્તીનો ૯/૧૦ ભાગ કાંતો કવખતે અથવા ટૂંક ઉમ્મરે, કે કાંતો રોગોથી મરણ પામે છે, અને તે દરેક વાંચનારને ચોંકાવનારો લાગ્યા વગર રહેશે નહીં. ત્યારે મોતનાં આવાં રાક્ષસી પ્રમાણને ઓછું કરવું, મનુષ્યના પોતાનાજ હાથમાં છે; અને તે માટે શા શા ઉપાયો લેવા, તે, પાછળ જણાવી ગયા છીએ, તથા આગળ જણાવીશું. તે પ્રમાણે તેણે ચાલવું જરૂરનું છે.

જેવી રીતે માણસની ભૂલ અને બેદરકારીથી રોગો ઉત્પન્ન થાય છે,—જેવી રીતે હાલના વેપાર રોજગાર તથા મુસાફરીના અતિશય ફેલાવાને લીધે રોગોને ફેલાતાં વાર લાગતી નથી,—તેવી રીતે રોગોની સંખ્યામાં પણ વસ્તીના વધારા સાથે, વૃદ્ધિ થતી જાય છે, અને નવા નવા રોગો, કે જેથી પ્રાચીન કાળના લોકો તદન અજાણ્યા હતા, તે હાલ દેખાવ દેતા જાય છે. મનુષ્યની ભૂલ અથવા બેદરકારીથી જેટલા રોગો પેદા થાય છે તેટલાજ, બલકે, તેથી વધારે રોગો અજ્ઞાન ડાક્તરોને હાથે ઉત્પન્ન થાય છે. પારો લાંબો વખત, દવા તરીકે ખવાડવાથી, કેવા માઠા પરિણામો આવે છે તે આપણે જાણીએ છીએ

'પારો ખવાડવો અને ગળું કાપવું એ સરખાં છે.' (A mild course of mercury and cutting the throat are synonymous terms). એવીજ રીતે ડિજીટેલીસ, અફીણ, ક્રેરકચુરો, તથા બીજાં રસાયણો, અને માત્રાઓ, અજ્ઞાન ડાકટરોને હાથે વપરાવાથી, નવા નવા વ્યાધીઓ પેદા થાય છે. વળી આદમીઓ જાણે છે કે દારૂ પીવાથી નુકસાન છે; રાત્રે જાગરણ કરવાથી અજીરણ તથા નબળાઈ થાય છે; અને રાત્રે ખુલ્લી બારી રાખી સુવાથી શરદી લાગે છે;— તોપણ તેઓ એવી ટેવ ચાલુ રાખે છે, તેથી પણ રોગ વધે છે.

રોગોની ચિકિત્સા કરવામાં બીજી ઘણી તરેહની મૂર્ખાઇ ભરેલી અને નુકસાનકારક રીતો ડાકટરોએ ગ્રહણ કરવા માંડી છે. દાખલા તરીકે અતિસારની ચિકિત્સા કરવામાં, વિલાયતની રીત પ્રમાણે, હિંદુસ્તાનના ડાકતરો 'બ્રાંડી અને ઇંડાની મેળવણી' આપે છે. અતિસાર થવાથી હોજરી અને આંતરડાં નબળાં પડી જાય છે અને તેથી તેને દુધ અને કાંજી જેવા હલકા અને થંડા ખોરાકની જરૂર છે. પણ 'બ્રાંડી મિક્શ્ચર' જેવી ગરમ વસ્તુ આપવાથી આંતરડાંને નુકસાન થાય છે. તેમાં બળતરા થાય છે અને વરમ પેદા થાય છે.

જીંદગીના દુશ્મનોના સૈન્યમાં, ગ્લાની—નીરાશા-ફિકર ચિંતા— અને નિંદા-પણ અગ્રેસર ગણાય છે. '*An ounce of care will kill a man.*' ફિકર આદમીને મારી નાંખે છે.—આ કહેવત ખરી છે. આવી મનોવૃતિ અને આવા મનોવિકારથી પાચનશક્તી બગડે છે; અંતઃકરણનો જુસ્સો ઓછો થાય છે, ક્ષય વધે છે; અને જીર્ણોદ્ધાર બરોબર થતો નથી. લોભથી પિત્ત વધે છે અને ક્ષય થાય છે. ફીકર અને ધાસ્તીથી આદમીનું મન નબળું પડી જાય છે અને પોતે દુનીયાની નજરમાં હલકો પડી જાય છે. ધાસ્તી જીંદગીનો કટ્ટો વેરી છે; અને તે નીચે આપેલી આરબી વાર્તાપરથી ખુલ્લું માલમ પડી આવે છે:—

"એક વખતે મરકી કેરો શેહેરમાં જતી હતી તેને એક મુસાફર મળ્યો. તે મુસાફરે તેને પુછ્યું 'કેરો શેહેરમાં તું શા માટે જાય છે?' મરકીએ જવાબ દીધો '૩૦૦૦ આદમીના ભક્ષ લેવા જાઉં છું.' થોડા વખત પછી મરકી પાછી ફરતી હતી તે વખતે તેને તે મુસાફર મળ્યો અને પુછ્યું 'અરે દુષ્ટ રાક્ષસી? તેં તો ૩૦,૦૦૦ના જાન લીધા છે.'

મરકી બોલી 'નહીં, મેં તો ફક્ત ૩૦૦૦નાજ જાન લીધા છે; બાકીના ૨૭૦૦૦ આદમીઓ તો ધાસ્તીના માર્યા મરી ગયા છે.' આ વાર્તાપરથી, ધાસ્તી, રોગ પેદા કરવામાં, કેટલી બળવાન છે, તે સ્પષ્ટ જણાઈ આવે છે. આપણે સઘળા જોઈએ છીએ કે ઉનાળામાં કોલેરા ચાલે છે તે વખતે કેટલા લોકો રહેજ ઝાડા થવાથી બ્હીકના માર્યા મરી જાય છે.

ટૂંકમાં કહીએ તો, ધાસ્તી મનુષ્યના સુખને ઉંધું વાળનારો એક ખરાબો છે. ધાસ્તી એક નીચ ગુણ છે. માટે દરેક આદમીએ ધાસ્તીરૂપી હલકો ગુણ તજી દઈ, હિમ્મતરૂપી ઉમદા ગુણ ગ્રહણ કરવો જોઈએ. તેમ કરવાથીજ જનમંડળમાં તેની પ્રતિષ્ઠા વધશે; એટલુંજ નહીં, પણ તેની જીંદગીરૂપી નાવને ખરાબામાંથી બચાવી, દીર્ઘાયુષરૂપી કીનારાપર ઉતારવાને, તે શક્તીમાન થયા વગર રહેશે નહીં.



## પ્રકરણ ૩.

આળસ અને સુસ્તી—કલ્પનાશક્તિને અતિશય વાપરવાથી થતાં માઠાં પરિણામો—કલ્પિત રોગો—મૃત્યુની ધાસ્તી.

જેની રીતે કામ ધંધાના હદ બ્હાર બોજાથી તથા ભેજાંને અતિશય મેહેનત આપવાથી, છીવનક્ષય વધે છે અને જીંદગીરૂપી દોરી જલ્દી તૂટી જાય છે, તેવીજ રીતે આળસમાં દિવસ ગાળવાથી, અને શરીર તથા મનને યોગ્ય કસરત આપવાને બદલે, સુસ્ત પડી રહેવાથી પણ એવાંજ માઠાં પરિણામો આવે છે. જેવી રીતે કુંચીને વાપર્યા વગર મુકી છાંડી હોય, તો તે કટાઈ જાય છે, તેમ આળસથી શરીરનાં મર્મસ્થાનો કટાઈ જાય છે અને પોતાનાં ધર્મ બજાવવાને અશક્ત થઇ પડે છે. શરીરનાં વિવિધ રસાદિ દ્રવ્યો બગડી જાય છે; અને તેથી જીર્ણોદ્ધાર અથવા દેહ શુદ્ધિ બરોબર થતાં નથી. પરિણામે રોગ ઉત્પન્ન થાય છે તેથી જીંદગી દુઃખ દરદોનો ભોગ થઇ જલ્દી પસાર થાય છે. 'Eating, Sleeping and enjoyment are not the only objects of life; but action, business and enjoyment all combined. ખાવું-પીવું-અને પડયા રહેવું, એજ

માત્ર જીંદગીનું કર્તવ્ય નથી; પણ ઉદ્યોગ અને મેહેનત કરીને સર્વ સુખ સંપાદન કરવું, એજ મનુષ્યનું ખરૂં કર્તવ્ય છે. કામકાજમાં ગુંથાયલા રહેવાની ટેવ પાડવાથી, આળસ સેહેલથી હડી જાય છે. આળસ શરીરને કેટલું હાનિકર્તા છે, તે ઉપર જણાવી ગયા. પણ તે ઉપરાંત મનુષ્યની નીતિ તથા મનોવિકારને પણ તે નબળા પાડે છે. આપઘાત, મૂઢમતિ, ગ્લાનિ, ઈત્યાદિ માનસિક રોગોનાં ઘણાં કારણોમાં આળસ પણ એક અગત્યનું કારણ ગણાય છે. ગરીબ લોકો મેહેનત અને મજુરી કરી પૈસો પેદા કરવામાં આખો દિવસ રોકાય છે; તેથી તેમનાં બાળકોની કોઇ સંભાળ લેનાર ન હોવાથી, તેઓ આળસુ પડી રહે છે. આવાં બાળકો મ્હોટી વયે મૂઢમતિવાળાં થાય છે. પ્રાચીન કાળનો નામાંકિત ડાકટર ગેલન કહે છે કે 'ઉદ્યોગ દરેક આદમીનો કુદરતી વૈદ છે; પણ આળસ સર્વ રોગો તથા દુખોનું મૂળ છે.' આળસુ પડી રહેવાથી મનમાં તરેહ તરેહના તરંગો પેદા થાય છે; એ સઘળા તરંગોમાં કલ્પનાથી થતા તરંગો વિશેષ પ્રાધાન્ય દર્શાવે છે. કલ્પનાશક્તિ, આત્મા તેમજ મનનો એક મસાલાદાર ખોરાક છે; પણ તે હમેશાં વાપરવાથી, મદિરાની મિશાલે, ક્ષય ઉત્પન્ન કરનાર થઈ પડે છે, એમ સાબેત થયું છે. વૈદક પુસ્તકો અતિશય વાંચવાથી, ઘણા આદમીઓ ઘેલા થઈ ગયા છે. ઉન્માદથી પીડાતી સ્ત્રીઓને ઘણા રોગો થાય છે; પણ તેમાંના ઘણા ખોટા અને કલ્પિત હોય છે. નવલ કથા, કાવ્યો, અલૌકિક વાર્તાના લખનારાઓ તથા વાંચનારાઓનાં મગજ, મોડાં વેહેલાં ખસી જાય છે. હાલના જમાનામાં કલ્પિત રોગોની સંખ્યા વધતી જાય છે તેનું કારણ પણ સમજવું મુશ્કેલ નથી. ટૂંકમાં કહીએ તો આળસ અને કલ્પના શક્તિનું હદ બ્હાર સેવન કરવું, જીંદગીને ટૂંકી કરવા જેવું છે.

મૃત્યુ અને મૃત્યુની ધાસ્તી, જીંદગીના ખરા દુશ્મનો છે. મૃત્યુની ફીકર અને ધાસ્તી રાખનારા આદમીઓ, જીંદગીનુ સુખ સંપૂર્ણ રીતે ભોગવી શકતા નથી. એક વખતે એ તરંગ કોઇ પણ આદમીના ભેજામાં દાખલ થયો હોય તો તેના મનમાં હમેશાં ભય રહે છે. અને માત્ર ભયનેજ લીધેજ, તે મોતને વશ થાય છે. જીંદગી આપણો પરમ મિત્ર છે, માટે તેનાપર પ્રેમ અને મમતા રાખવાં જોઇએ. પણ

મોત આપણો કટ્ટો વેરી છે, માટે તેનાપર માયા અને મમતા રાખવી નહીં, કારણકે એવી મમતા રાખવાથી સુખને બદલે દુઃખ પ્રાપ્ત થાય છે અને આપણે કવખતે મરી જઈએ છેએ. 'Love life, and fear not death,' is a command and a prophecy-the only true frame of mind to become happy and old; for whoever fears death, may bid farewell to happiness. ખલાસીઓ, લશ્કરી આદમીઓ, તથા ખાણ ખોદનારાઓ, મોતથી ડરતા નથી અને તેથી તેઓ હૃષ્ટપુષ્ટ અને ચિરંજીવી થાય છે. જે આદમી મોતથી ડરતો નથી તેનો આત્મા ધૈર્યવાન થાય છે, તેની જીવનશક્તિ ટકાઉ બને છે; અને તેનું હૃદય અને મન સ્થિર થાય છે. માટે મોતરૂપી જીંદગીના વેરીને દૂર કરવાને, પ્રમાણીક અને સદ્‌ગુણી જીંદગી ગાળવાની જરૂર છે. પણ જે લોકો એથી ઉલટા વર્તે છે, અર્થાત્ વિષયી, લંપટ અને દુરાચારી જીંદગી ગાળે છે, તેમની જીવન શક્તિ ક્ષય પામવાથી, હૃદય અને મન નબળું પડી જાય છે અને તેમને હમેશાં મોતની ધાસ્તી રહે છે.



## પ્રકરણ ૪.

### શારીરિક ઝેરો-ચેપી ઝેરો-વૃદ્ધાવસ્થા.

"There is scarcely a corner of the globe in which Venereal diseases are not to be found; and they knot and gender most of all in the very heart of our civilization. Like the poison in the cup, they embitter all youthful love, and breed suspicion, hatred, and despair among young minds. Like the dragon of the gardens of yore, they bar the gate of Salvation upon youth. Not only are the poor, wretched, friendless daughters of pleasure their victims, but the respected wife and hapless child are thus oft rotted from the surface of the earth. And who dares, in the present-

staet of morbid morality, to take up the cause of the neglected, nay, often despised and abhorred victims, and contend with adequate energy against the ravager that spreads corruption from the lowest to the highest ranks of society, so that there is scarcely a family, scarcely a constitution, which is not tainted by it. No one among the fair-weather moralists will approach the subject, or if they do, it is only to make corruption and degradation ten fold more overwhelming to the unfortunate sufferers. Nothing is done by society at large, nothing by any philanthropic individual, to try in the least, te prevent this hideous evil; and thus is an incalculable amount of misery permitted to continue among us." (Social science).

"The improper, Criminal & illegal use of physical poisons, is restrained by Criminal & Police laws; but infectious poisons carry on their ravages unceasingly and without any restraint."...... ......

જે પદાર્થો શરીરને નુકસાન કરે છે અથવા તેનો નાશ કરે છે તે સઘળાંને ઝેર સમજવાં. ઝેર થોડા વજનમાં હોય, તોપણ તે શરીરને થોડું અથવા વધારે નુકસાન કરે છે. કેટલાંક ઝેરો પવનના ઝપાટાની મારફત, અસર કરે છે; કેટલાંક છૂપી રીતે શરીરને ખસી નાંખે છે; કેટલાંક એકદમ જીવ લે છે; કેટલાંક રીબાવી રીબાવી પ્રાણ લે છે; કેટલાંક ઝેરો, જેવાં કે રોગના જંતુઓ આપણી આસપાસ ભમતા ફતની મિશાલે ફર્યાં કરે છે; અને બીજા શરીરની અંદર અદૃશ્યપણે નુકસાન કરે છે. એ સઘળી તરેહનાં ઝેરો, જીંદગીના ભયંકર દુશ્મનો છે; અને તેનાથી સાવચેત રહેવાને આ ઉપાયો લેવા જોઈએ, તેનું જ્ઞાન દરેક આદમીએ સંપાદન કરવું આવશ્યનું છે. પશુઓ અને

પંખીઓ પોતાની પ્રેરણાબુદ્ધિના બળ વડે, ઝેરી પદાર્થોથી દૂર રહે છે; મનુષ્યોને વિચારશક્તિ અને અનુભવના બળ વડે, એવા પદાર્થોથી દૂર રહેવાની જોગવાઇ મળી આવે છે. પણ સઘળાં આદમીએ, આ બુદ્ધિનો પૂરતો ઉપયોગ કરતા નથી. ઘણાં આદમીઓ પોતાના તર્ક વિતર્ક પ્રમાણેજ દોરવાય છે. જે લોકો દરેક ઉપયોગી જ્ઞાન મેળવવાને ભાગ્યશાળી થાય છે, તેઓને આવા ભયંકર દુશ્મનોની માહિતી હોય છેજ; પણ જે લોકોને આરોગ્યતાના નિયમોનું જ્ઞાન હોતું નથી, તેઓ આવા દુશ્મનોના પંજામાં તુરત ફસાઇ પડે છે. એટલા માટે અજ્ઞાન લોકોને એ બાબતનું જ્ઞાન આપવું જરૂરનું છે; કારણકે એવું જ્ઞાન મેળવવાથી, તેઓ જીંદગીના દુશ્મનોથી પોતાના દેહનું રક્ષણ કરવાને શક્તીમાન થઈ, પોતાનું આયુષ લાંબું અને સુખી કરી શકશે એવી હમને આશા છે.

કેટલાક અભણ લોકો એમ સમજે છે કે ઝેર મ્હો વાટે દાખલ થાય તોજ તે નુકસાનકારક થઈ પડે છે. પણ એમ નથી. એ તેમની મોટી ભૂલ છે. દરેક આદમીએ યાદ રાખવું જોઈએ કે ઝેરી પદાર્થો શરીરના દરેક પિંડયુક્ત અવયવ વાટે પ્રવેશ કરી શકે છે. ચામડી, હોજરી, નાક, મ્હોં, કાન અને ફેફસાંવાટે પણ, ખરાબ હવા રૂપે, આખા શરીરમાં દાખલ થઈ શકે છે. ફેર માત્ર એટલોજ છે કે કોઈ ઝેરની અસર ધીમી થાય છે અને કોઇની જલદી થાય છે; અથવા એક ઝેર શરીરના એક ભાગપર અસર કરે છે, તો બીજું, શરીરના બીજા ચોકસ ભાગનો ક્ષય કરે છે.

ઉપર જે ઝેરો કહી ગયા તેના મુખ્ય બે ભાગ થઇ શકે છે. (૧) ખનીજ, વનસ્પતી વિગેરે. એ સઘળાંને શારીરિક ઝેરો કહે છે. (૨) ચેપી ઝેરો. પેહલા વર્ગમાં સોમળ, સીસું, ત્રાંબું, પારો ઇત્યાદિ આવે છે; પણ તેમનું બ્યાન અને તેથી થતી ભયંકર અસરો વિષે આ જગાએ બોલવું બીનજરૂરનું છે, માત્ર એટલુંજ કહીશું કે તેઓ જીંદગીના ભયંકર દુશ્મનો છે; માટે દરેક આદમીએ તેનાથી સાવચેત રહેવાને બનતી કોશેસ કરવી. તેવીજ રીતે વછનાગ, ધંતુરો, અફીણ, ખોરાસાની અજમો, ઈત્યાદિ વનસ્પતી ઝેરો વિષે પણ ઝાઝું બોલવું બીનજરૂરનું છે. એ સઘળી બાબતો વૈદકનાં પુસ્તકોમાંથી વાંચી શકાય છે અને તે સર્વે ડાકટરોનેજ જરૂરની છે.

પણ હવા બગડવાથી અથવા ચેપી જંતુઓ હવામાં ઉડતાં રહેવાથી, જે હાનિ થાય છે, તે વિષે અત્રે બોલવું વધારે જરૂરનું છે. કારણકે સોમળ અથવા અફીણ, ભૂલમાં ખાવાથી, ફક્ત તે ખાનાર આદમીજ મરણ પામે છે; પણ એથી ઉલટું, ચેપી ઝેરોથી તો જથાબંધ આદમીઓના ઘાણ નીકળે છે; એટલુંજ નહીં પણ ચેપી ઝેરો વંશપરંપરા ઊતરતાં હોવાથી, આખા કુટુંબમાં પસરી જાય છે. તેને લીધે, ચોકસ પ્રજા સમૂહ દુ:ખી અને ટૂંકી જીંદગીનો ભોગ થઇ પડે છે. વળી શારીરિક ઝેરોનો ગેરઉપયોગ થતો અટકાવવાને પોલીસ તથા ફોજદારી કાયદા હૈયાત હોય છે; પણ ચેપી ઝેરોની બાબતમાં, અફસોસ!! કોઇ પણ કાયદા નથી, તેમજ પોલીસનો જાપતો પણ નથી. તેથી એ ઝેરો પોતાની લુટફાટ, ધમધોકાર ચલાવ્યાં જાય છે. ધણી પોતાની સ્ત્રીને—છોકરો પોતાના બાપને—પાન વેચનાર અથવા મીઠાઇવાળો પોતાનાં ઘરાકોને—આવી રીતે અરસપરસના વ્યવહારને લીધે, એવાં ચેપી ઝેરોથી ચેપ ફેલાતો જાય છે. ઉપદંશ, ટાંકી, શીતળા, ઓરી, ઊંટાટીયાની ઉધરસ, કૉલેરા, મરકી, અને ક્ષય રોગ—એ સઘળા, ચેપી ઝેરો તથા તેથી થતા ભયંકર પરિણામોના આબેહૂબ દાખલા છે. ત્યારે હવે ચેપી ઝેરોથી શરીરનું રક્ષણ કરવાને, તથા તેઓ મરકીરૂપે ફેલાયલાં હોય તે વખતે તેને અટકાવવાને, દરેક આદમીએ શા ઊપાયો લેવા જોઇએ, તે નીચે આપીએ છીએ:—

(૧) દરેક આદમીએ પોતાના શરીરને હમેશાં સ્વચ્છ રાખવાની સંભાળ લેવી જોઇએ. કારણકે ઘણાં ચેપી અને ઉડતાં ઝેરો આપણી ચામડી વાટે શરીરમાં પ્રવેશ કરે છે. માટે હમેશાં ચોળીને ન્હાવાની, કોગળા કરી મ્હોં ધોઈ નાખવાની, વાળ ઓળવાની, અને કપડાં તથા બિછાનાં સ્વચ્છ રાખવાની, દરેક આદમીએ ટેવ પાડવી જોઈએ. (૨) શરીરને હમેશાં યોગ્ય કસરત આપીને, સ્વચ્છ હવામાં રહેવાની ટેવ પાડવી જરૂરની છે. કેમકે તેમ કરવાથી ચામડીની ઉષ્ણતાનું રક્ષણ થાય છે; ઊષ્ણતાને લીધે પરસેવો થાય છે; પરસેવા વાટે લોહીમાંના ઝેરી પદાર્થો સેહેલથી બ્હાર નીકળી શકે છે; અને એવી રીતે લોહી શુદ્ધ થવાથી આપણી કાયા, મરકી ઈત્યાદિ ઝેરી રોગો

સામે ટકવાને સામર્થવાન થાય છે. (૩) દરેક આદમીએ આનંદી રહેવાનો પ્રયત્ન કરવો જોઇએ. મન શાંત અને સ્થીર રાખવું જોઇએ. આવો સ્વભાવ રાખવાથી પરસેવો તથા રસાદિ ઝેરી પદાર્થો શરીરમાંથી જલદી બ્હાર નીકળે છે અને ચેપને દાખલ થતો અટકાવે છે. (૪) પાણી પીવાનાં વાસણો, કપડાં, તથા ઘરમાંનાં સઘળાં રાચ રચીલાં વાટે, ચેપ, એક આદમીના શરીરમાંથી બીજા આદમીના શરીરમાં દાખલ થાય છે. માટે એક આદમીએ પીધેલા પ્યાલા વડે બીજા આદમીએ પાણી પીવું નહીં. તેમ એક આદમીએ પ્હેરેલાં કપડાં બીજા આદમીએ વાપરવાં નહીં. હિંદુ લોકોમાં 'અભડછેટ' 'વટાળ' વગેરે આચારો ધર્મની ફરજ તરીકે પાળવામાં આવે છે ખરા; તોપણ તેનો મૂળ હેતુ શો છે તથા તેમાં કેવો ઉંડો મર્મ સમાયલો છે, તેનું અજ્ઞાન લોકોને ભાન ન હોવાથી એ વિષે થોડું વિવેચન કરવાની અગત્ય હમે સમજીયે છીએ. 'અભડછેટ,' 'વટાળ,' વગેરે આચારો પાળવામાં આવે છે, તેને શારીરિક ધર્મનું નામ આપવું વાસ્તવિક છે. કારણકે તેમ કરવાથી કાંઈ પણ પુણ્ય હાંસલ થતું હોય, તો તે એ છે કે ચેપી રોગો શરીરમાં દાખલ થવા પામતા નથી, તેમજ મન તથા આત્મા શુદ્ધ રહી શકે છે. તેટલા માટે એ આચારોમાં ઉંડો મર્મ સમાયલો છે એમ દરેક આદમીએ ખાત્રીપૂર્વક માની લેવું. કારણકે એવા આચારો નિરંતર પાળવાથી શારીરિક અને માન સિક—એ બન્ને આરોગ્યરૂપી પુણ્ય, એકી વખતે પ્રાપ્ત થઇ શકે છે. (૫) ચેપી રોગો મરકી તરીકે ફેલાયા હોય, તે વખતે કોઇ પણ આદમીએ રાત્રે બ્હાર ફરવા નીકળવું નહીં. કારણકે રાતની હવા ઠંડી હોવાથી મરકીને પુષ્ટી આપે છે. તેમ છતાં રાત્રે બ્હાર જવાની જરૂર હોય તો પાસે કપુર રાખીને બ્હાર જવું; તથા ઘેર આવ્યા બાદ મ્હોંને કોગળા કરી ધોઈ નાંખી, અંઘોળ કરી કપડાં બદલી નાંખવાં. (૬) જે આદમી ચેપી રોગથી પીડાતો હોય તેને બીજા આદમીઓથી એલાહેદો રાખવો. ચેપી અને ઉડતા રોગોથી પીડાતા દરદીઓને ખાસ ઇસ્પીટાલોમાં રાખવા કરતાં, ખુલ્લી હવામાં તંબુ બાંધી, તેમાં રાખવાથી ચેપ ફેલાતો વધારે અટકે છે. ચેપી રોગ ચાલતો હોય તે વખતે અજ્ઞાન લોકોને સુઘડતા તથા આરોગ્યતાનો ઉપદેશ કરવાને

ડાક્ટરોએ ઘેરેઘેર ફરવું જોઈએ. ઈસ્પીટાલોના વડાના હુકમથી અથવા મ્યુનીસીપાલીટીનાં આરોગ્યરક્ષક ખાતાંના ઉપરી તરફથી પગારદાર ડાક્ટરો પોતાની ફરજ બજાવે તેમાં કાંઇ નવાઇ નથી. પણ ખાનગી દવાખાનું ચલાવનારા ડાક્ટરો પરમાર્થ બુદ્ધિથી પોતાની ફરજ બજાવે, એમાં વધારે યશ મળે છે. મરકી જેવા રોગોથી લોકો પીડાતા હોય તે વખતે ડાક્ટરોએ પરમાર્થે તરીકે તેઓની સારવાર કરવા જવું જોઇએ. પણ એથી ઉલટું, હેબકના માર્યા, મરકીવાળી જગા છોડી નાશી જવું, એ, અજ્ઞાન લોકોને ખોટો દાખલો દર્શાવનારૂં તથા જન મંડળમાં વગોણું કરાવનારૂં કૃત્ય ગણાય છે. જે જે ભાગોમાં ગીચ વસ્તી હોય, ગરીબ લોકો વસેલા હોય, અથવા ગલીચી રહેતી હોય, તેવા ભાગોમાં સ્વચ્છતા અને સુઘડતા વધારે સારી રીતે જળવાઇ રહે, તેને માટે મ્યુનીસીપાલીટીના આરોગ્યરક્ષક ખાતાનાં ઉપરીએ પોતાના નોકરોપર ફક્ત લખેલા હુકમો મોકલીને નિરાંત થવું જોઇતું નથી; પણ પોતે જાતે જઈને જોવું જોઈએ કે તેઓ પોતાના હુકમ પ્રમાણે સ્વચ્છતાના ઉપાયો બરોબર વાપરે છે કે નહીં. (૭) દરેક બાબતમાં ચોખ્ખાઇ પવિત્રાઇ પાળવી જોઇએ. ઘરની અંદરના તેમજ બ્હારના ભાગોમાં ચુનો ઢોળાવવો જોઇએ. જે ઘરમાં પુષ્કળ આદમીઓ રહેતાં હોય ત્યાં હવા બરોબર આવ જા કરે એવા ઉપાયો લેવા જોઇએ. (૮) ચેપી રોગથી પીડાતા દરદીઓને આગગાડીમાં નિરોગી આદમીઓ સાથે બેસવા દેવાને બદલે, એક એલાહેદી ગાડીમાં બેસાડવા જોઈએ. તેઓને જાહેર જગામાં અથવા ખાસ બજારમાં પણ દાખલ થવા દેવા ન જોઈએ. (૯) મોરીઓ, ગટરો તથા જાજરૂઓને સાફ રાખી તેમાં ચુનો અને કાર્બોલીક પાઉડર નાંખવાં જોઇએ. (૧૦) મરકી અથવા ચેપી રોગ ચાલતો હોય તે વખતે પાણી વાપરવામાં ઘણી સંભાળ રાખવી જરૂરની છે. પીવાના કામમાં વાપરવાનું એટલુંજ નહીં પણ ન્હાવાના કામમાં વપરાતું પાણી ક્યાંથી આવે છે તે તપાસવું જોઇએ. ટાંકા અથવા કુવા પાસે જાજરૂ હોય તે, તેવું પાણી વાપરતાં અચકાવવું જોઇએ. એવા શક ભરેલાં પાણીને ખૂબ ગરમ કરી ત્યાર બાદ ઠંડુ પડેથી બે વાર ગાળીને વપરાસમાં લેવું જોઇએ. (૧૧) ચેપી રોગ અથવા મરકીને અટકાવવાના જે જે ઉપાયો આપણી જાણમાં હોય તે વાપરવા ચુકવું નહીં, દાખલા તરીકે

સેપડનો રોગ ફાટી નીકળ્યો હોય તો દરેક આદમીએ સૈપડ કઢાવવા જોઇએ. મરકી ચાલતી હોય તો શરીરપર 'Olive oil' નામની દવા ખુબ ચોળી ઉફાયે પાણીએ ન્હાવું જોઇએ તેમજ હલકો અને સ્વચ્છ ખોરાક ખાવા સાથે પાછળ દર્શાવેલા નિયમો પ્રમાણે ચાલવું જોઇએ. (૧૨) બંદરો અને રેલ્વે સ્ટેશનોપર જાપતો નાંખવાનો કાયદો પ્રશંસાપાત્ર છે; કારણકે તેમ કરવાથી ચેપ ફેલાતો અટકે છે.

ઉપર જણાવેલા આ સર્વે નિયમો વ્યવહારોપયોગી હોવાથી, અત્રે આપેલા છે. એ ઉપાયો સેહેલા અને સસતા છે; અને જે આદમી પોતાના દેહનું રક્ષણ કરીને, લાંબુ અને સુખી આયુષ ભોગવવાની ઇચ્છા રાખતો હોય, તેણે એ નિયમો પ્રમાણે અવશ્ય ચાલવું જોઇએ.

જીંદગીના ભયંકર દુશ્મનોમાં વૃદ્ધાવસ્થા, એક મ્હોટામાં મ્હોટો રિપુ છે. શેક્ષપીયર, ઘડપણને એક છૂપો ચોર કહે છે તે ખરૂં છે; કારણકે ઘડપણમાં, જીવનવ્યાપારોની મંદ ગતિને લીધે, લોહીની ધમનીઓ તથા શિરાઓની સ્થીતિસ્થાપકતા કમી થઇ, તેઓ કઠણ થઇ જાય છે; લોહી બરોબર ફરી નહીં શકવાથી, શરીરના સઘળા અવયવોને પૂરતું મળી શકતું નથી, તેથી શરીરનાં મર્મસ્થાનો ભૂખે મરે છે; શરીરનાં રસાદિ દ્રવ્યો કમી થાય છે; ટૂંકમાં કહીએ તો, ઘડપણમાં શરીરના મુખ્ય અવયવો, થોડા અથવા વધારે મિટ્ટીરૂપ થઇ જાય છે.

ઉત્પત્તિ, સ્થીતિ, અને લય,—જગતનો ત્રિપુટી નીયમ છે, અને તે સર્વે પ્રાણીઓને લાગુ પડે છે. ઘડપણ યોગ્ય વખતે આવે તો તે આદરસત્કાર કરવા યોગ્ય છે; પણ હાલના જમાનાના લોકો વેહેલા ઘરડા થાય છે, એ આશ્ચર્યકારક તેમજ ખેદકારક બીના છે; માટે તેઓ શા કારણોથી જલ્દી ઘરડા થાય છે, તે નીચે દર્શાવીને આ પ્રકરણ પૂરૂં કરીશું.

(૧) જુવાનીમાં અનીતિ અને દુરાચાર કરવાથી, જીવનશક્તિ જલ્દી ઘસાઇ જાય છે અને ઘડપણ વેહેલું આવે છે.

(૨) નાની વયમાં અતિશ્રમ કરવાથી તથા નાટકો અને નાચના મેલાવડામાં ભાગ લઇ ઉજાગરા કરવાથી, જીવનશક્તિ જલ્દી

ઘસાઈ જાય છે, અને લોહીની નળીઓ કઠણ અને સેહેજમાં ભાંગી જાય એવી બરછટ થાય છે; અર્થાત્ ઘડપણ વેહેલું આવે છે.

(૩) અતિશય મદિરાપાન કરવાથી ઘડપણ વેહેલું આવે છે. કારણકે મદિરા, શરીરનાં રસાદિ દ્રવ્યોને સુકવી નાંખે છે; જ્ઞાન તંતુઓને નબળા પાડે છે, અને ક્ષયની વૃદ્ધિ કરે છે. (ડાકટર પરસી).

(૪) ફિકર, ચિંતા ધાસ્તી અને શોકથી ઘડપણ વેહેલું આવે છે.

(૫) અતિશય થંડે પાણીએ હમેશા અંગોળ કરવાથી શરીરના અવયવો કઠણ થઈ જાય છે અને ઘડપણ વેહેલું આવે છે.

(૬) મોટા શેહેરોમાં નિરંતર રહેવાથી ઘડપણ વેહેલું આવે છે અને જીંદગી ટૂંકી થાય છે.

ઉપર જણાવેલાં ૭ કારણોથી ઘડપણ વેહેલું આવે છે; અથવા બીજા શબ્દોમાં કહીયે તો, ખરૂં ઘડપણ, જે ૭૦ વર્ષે આવવું જોઇએ, તે, ત્રીશ, પાંત્રીશ, અથવા ચાળીશ વર્ષની ઉમ્મરે પ્રાપ્ત થાય છે. મ્હોટાં શેહેરોની વસ્તીનું અવલોકન કરીશું, તો ઘણાં આદમીઓ એવા માલમ પડશે કે તેઓ ફકત વીશ અથવા પચ્ચીશ વર્ષની ઉમ્મરના હોય છે, તે છતાં તેઓની ચામડીપર કરચલી વળેલી હોય છે; કેટલાકને પળીયાં આવેલાં માલમ પડે છે; કેટલાકના સાંધા અક્કડ થઇ જવાથી તેઓથી બરોબર ચાલી શકાતું નથી તેમજ કેટલાક આદમીઓની આંખની દ્રષ્ટી તથા યાદશક્તિ ત્રીશ વર્ષની ઉમ્મરે ગુમ થયલી માલમ પડે છે. એથી ઉલટું, ગામડાઓમાં ઘડપણ યોગ્ય અવસરે અને મોડું પ્રાપ્ત થાય છે. તેમજ ઘરડા આદમીઓની સંખ્યા ત્યાં વિશેષ માલમ પડે છે. માટે જો કોઇ પણ આદમીએ વેહેલા ઘરડા થઈ જીંદગી ટૂંકી અને દુઃખી કરવી હોય, તોજ તેણે ઉપર જણાવેલા નુકસાનકારક આચારો ચાલુ રાખવા; પણ જો તેને લાંબી અને સુખી જીંદગી ભોગવવાની ઇચ્છા હોય, તો તેણે એ આચારોને દ્રઢપણે તજી દઈ, તેથી હમેશાં દૂર રહેવું, એજ હમારી સલાહ છે.



## પ્રકરણ ૫.

### મદિરાપાનના સવાલનું દાખલા દલીલો સહિત સ્પષ્ટીકરણ.

"Wine is not made, but it grows............ ... ...

Nought like the simple element dilutes ........

Call things by their right names......A glass of Brandy and water! That is the current, but not the appropriate name; Ask for a glass of liquid fire and distilled damnation (Robert Hall).

* * * * * * *

Draw physic from the fields in draughts of vital air. (Armstrong)....................
O! thou invisible spirit of wine! If thou hast no name to be known by, let us call thee devil. (Shakespeare)....................................
If alcohol were unknown, half the sin and a large part of the poverty and unhappiness in the world would disappear. (Dr. Parkes)......
Wine is a mocker, strong drink is raging and whosoever is deceived thereby is not wise. (Proverbs)..........................................

જ્યારે જલદ દારૂ પ્રથમ શોધી કાઢવામાં આવ્યો ત્યારે, 'જીંદગી જાળવવાનું જળ' એ નામથી તે ઓળખાતો અને રોગોપર માત્ર દવા તરીકે વપરાતો; પણ હાલ તો તે 'મરણ લાવવાનું જળ' થઈ પડ્યો છે!

...... ......... ...... ...... .........

चित्तेभ्रान्तिर्जायतेमद्यपानाद्भ्रान्तेचित्तेपापचर्यामुपैति ।
पापंकृत्वानरकंयान्तिमूढास्तस्मान्मद्यंनैवपेयंनपेयं ॥

......... ... ..... ..... ... ...... ...

(૧) <u>મદિરાપાનથી તંદુરસ્ત આદમીના શરીર તથા મનપર થતી અસરો.</u>

દારૂ શરીરના જૂદા જૂદા કોમળ ભાગો માંહેની બિનાશ કરી કરી, પ્રવાહી તથા અપ્રવાહી દ્રવ્યોને સુકવી નાંખે છે, તેથી ક્ષયનાં બી રોપાય છે. દારૂ થોડો જલદ હોય તો રોગનાં બી ધીમે ધીમે રોપાય છે; વધારે જલદ હોય તો રોગ વેહેલો દાખલ થાય છે. હોજરીમાં પ્રથમ દાખલ થવાથી, તેનાં સઘળાં કોમળ પડોમાં તે પસરી

જાય છે; અને ફીલની માફક ચોંટી બેસે છે. લોહીનાં ઉદ્‌ભિજ્જતત્વને ઠીંજી નાંખેછે; અને તમે થોડો દારૂ પીઓ, તોપણ 'આલ્બ્યુમેન'પર તેની અસર થયા વગર રહેતીજ નથી. લોહીને પુષ્ટી આપનારૂં તત્વ જેને રક્તતંતુ જાળ કહે છે તેનો પણ દારૂથી ક્ષય થાય છે; અને આ પ્રમાણે લોહી ક્ષીણ થવાથી, શરીરનાં મર્મસ્થાનો પણ ક્ષય પામે છે.

ઉપર જણાવેલી હકીગતપરથી માલમ પડે છે, કે દારૂ પીવાથી પ્રથમ જુસ્સો આવે છે; પણ પાછળથી પ્રત્યાઘાતરૂપી નબળાઈ પ્રાપ્ત થાય છે. કેટલાક ડાકટરો એમ કહે છે, કે દારૂ પીવાથી લોહીની નળીઓમાં શકતી આવવાથી, શરીરમાં તાગાત આવે છે. પણ આ વિચાર તદન ભૂલભરેલો છે. અજમાયશપરથી સિદ્ધ થાય છે, કે થોડો દારૂ પીવાથી પણ શક્તિને બદલે નબળાઇ આવે છે. દારૂથી તંતુઓપર પણ ખરાબ અસર થાય છે. મુખ્યત્વે કરીને જ્ઞાન તંતુઓ નબળા પડી જાય છે. દારૂના વ્યસનથી લોહી કાળું પડી જાય છે, અને રકત રજકણોનો ક્ષય થવાથી, લોહી શ્વાસોશ્વાસ, અને તંતુ-માળાપર ખરાબ અસર થાય છે. ડાકટર પરસીના મત પ્રમાણે દારૂનું શોષણ મગજમાં વિશેષ થવાથી, તંતુના રોગો—જેવા કે સનેપાત, દિવાનાપણું મૂઢમતિ, ફેફરૂં, ઉન્માદ, લખવો ઇત્યાદિ, દારૂડીઆને વિશેષ થાય છે. સુશ્રુત, વાગ્‌ભટ, અને ચરક જેવા પ્રાચીન આર્ય વૈદો નો મત જોઈશું, તો તેપરથી પણ વાંચનારની ખાત્રી થશે કે મદિરા પાનથી શરીરનાં જૂદાં જૂદાં મર્મસ્થાનોપર ઘણીજ નુકસાનકારક અસર થાય છે. તેઓનો મત એવો છે કે મદિરાથી હૃદયમાં રહેલો ઓજ–ધાતુ વિકાર પામી પિત્તને ગરમ કરે છે. હૃદય,—રસાદિક ૭ ધાતુઓના માર્ગોનું, ઓજ ધાતુનું, સત્વનું, બુદ્ધિનું, તથા ઈંદ્રિ-યોનું સ્થાન હોવાથી,–દારૂ જ્યારે તેમાં પ્રવેશ કરે છે, ત્યારે એ સઘળા અવયવોપર અસર કરે છે. પિત્તને ગરમી કરી, યકૃતની વૃદ્ધિ અથવા સંકોચ કરે છે; જઠરરસને બગાડી, અજીરણ, છાતીમાં બળ-તરા, ઝાડાની કબજીયત, વગેરે ચિન્હો પેદા કરે છે. કફનો ક્ષોભ કરીને, ઉધરસ, ફેફસાંની નબળાઇ, કફજ્વર અને ક્ષય રોગ પેદા કરે છે; શ્લેષ્મરસને ગરમ કરી મર્મસ્થાનોમાં વરમ પેદા કરે છે; ઓજ ધાતુની વિકૃતિ થવાથી નપુંસકતા, વીર્યસ્રાવ તથા લખવો થાય છે;

બુદ્ધિનો ક્ષય થવાથી ગાંડાપણું ઉત્પન્ન થાય છે; અને જૂદી જૂદી ઇંદ્રિયોપર અસર થવાથી તેમના વ્યાપાર મંદ થઈ, તેઓ રોગાધીન થાય છે. મદિરાપાનથી જે જે રોગો થાય છે, તે સઘળામાં યકૃતનો વ્યાધિ, મૂત્રપિંડનો રોગ, પાઠું, રતવા, સંધિવા અને નજળો—આ સઘળા રોગો ભયંકર અને જીવલેણ ગણાય છે.

(૨) દારૂડીયાઓ રોગ તથા જખમના હુમલા ખમવાને, તથા તેમાંથી બચવાને અશક્ત થઈ પડે છે, એમ અનુભવપરથી સિદ્ધ થાય છે. ક્રાંતો વિલાયતની ઇસ્પીટાલોના દરદીઓની થતી સારવારના વૃતાંતો વાંચીશું, કે ક્રાંતો હિંદુસ્તાનની ઇસ્પીટાલોના દરદીઓની સારવારના હેવાલો તપાસીશું, તો તે પરથી ઉપલો સિદ્ધાંત પૂરવાર થયલો માલમ પડશે. દાખલા તરીકે વિલાયતના કોલસાની ગુણો ઉચકનારા મજુરો દરરોજ ૧-૨ા ગેલન દારૂ ચડાવી જાય છે અને દેખાવમાં ભરાઉ અને રાતા રાયણ જેવા લાગે છે: તોપણ રોગ તેમનાપર હુમલો કરે છે, ત્યારે તેઓ તદ્દન લથડી પડે છે અને તેમાંથી ક્વચીતજ બચવા પામે છે. તેમજ તેઓને કાંઇ પણ જખમ હોય તો તે જલ્દી રૂઝાતો નથી પણ રતવા અને પાકપર ચઢે છે. હિંદુસ્તાનની ઇસ્પીટાલોના હેવાલો પણ ઉપલાને મળતાજ છે. પણ મિતાહારી દરદીઓની બાબતમાં એથી ઉલટુંજ બને છે. રોગથી પીડાઇને અથવા ઘાયલ થઇને તેઓ ઈસ્પીટાલમાં દાખલ થાય છે, ત્યારે દવાની અસર તેઓપર લાગુ પડે છે, અને થોડા વખતમાં સારા થઇ પોતાને ધંધે લાગી જાય છે. મિતાહારી પુરૂષોની બાબતમાં રોગનો હુમલો, એક આશીર્વાદ અને શરીરના જીર્ણોદ્ધાર તરીકે ગણાય છે; પણ વ્યસનીઓની બાબતમાં, તે, એક શ્રાપ અને જીવનક્ષય કર્તા લેખે મનાય છે; અને તે ખરૂં છે, એમ દરેક વાંચનારના મગજપર ઠસાવવાની હમને ફરજ પડે છે.

(૩) દારૂના વ્યસનીઓ મરકી અથવા ઉડતા રોગોના જલ્દી ભોગ થઈ પડે છે. આ સિદ્ધાંતના ખરાપણા માટે આખી દુનિયાના ડાકટરો એક સરખોજ અભિપ્રાય આપે છે. મિતાહારી આદમીઓ કરતાં વ્યસની આદમીઓપર મરકીનો હુમલો જલ્દી લાગુ પડે છે. દાખલા તરીકે કોલેરાનો હુમલો તેઓપર કેવો વિક્રાળરૂપે લાગુ પડે છે, તેનો પુરાવો એ રોગનો ઇતિહાસ તપાસતાં સેહેલથી જણાઇ આવે છે. ઇંગ્લંડની

કોલેરાની ઈસ્પીટાલના હેવાલો ઉપલા સિદ્ધાંતને ટેકો આપે છે. ડાક્ટર વિલ્યમ કાર્પેન્ટર, કે જે દારૂના વિષયનો ખાસ અનુભવ ધરાવે છે, તે કહે છે કે માચેસ્ટરની કોલેરાની ઈસ્પીટાલમાં જે આયાઓ નોકરી કરતી હતી તેઓ આઠ કલાકનું કામ કરી, બાકીનો ફુરસદનો વખત મદિરા પીવામાં ગાળતી હતી, એમ સમજીને કે એમ કરવાથી કોલેરાનો ચેપ લાગતો અટકે. પણ આ વ્યસનને લીધે ઈ. સ. ૧૮૩૦ની મરકીમાં તેમાંની સેંકડે પચાશ, એ રોગના ભોગ થઈ પડી હતી; પણ જ્યારથી ઇસ્પીટાલના વડા ડાકતરે તેમની પાસે બાર કલાક નોકરી કરાવી, એ લત છોડાવી, ત્યારથી તેઓપર કોલેરાની અસર થતી અટકી હતી. મરકી વ્યસની આદમીઓપર જલદી અસર કરે છે, તેનું કારણ એ છે કે વ્યસનને લીધે તેઓની જીવનશકિત કમી થાય છે; મર્મસ્થાનો,-તેમાં મુખ્યત્વે કરીને અંતઃકરણ, કલેજું અને મૂત્રપિંડો નબળાં પડી જાય છે; જ્ઞાન તંતુઓ શિથીલ અને ઢીલા પડી જાય છે. એ સઘળાં કારણોને લીધે મરકી તેમનાંપર હુમલો કરે છે, ત્યારે તેનો આઘાત અને ધક્કો તેઓ ખમી શકતા નથી, અને પ્રત્યાઘાત પણ ન થવાથી, મર્મસ્થાનોના વ્યાપર ચાલી શકતા નથી. બીજા શબ્દોમાં કહીએ તો, લથડી ગયલી દિવાલની માફક, તેમની કાયા ગગડી પડે છે અને મૃત્યુને વશ થાય છે.

(૪) દારૂના વ્યસનથી પાછળ જણાવ્યા પ્રમાણે ગંભીર રોગો ઉત્પન્ન થવાથી, આયુષ ટુંકું થાય એમાં કાંઈજ નવાઈ જેવું નથી. જીંદગીનો વિમો ઉતારનારી કંપનીઓ વ્યસની આદમીઓની જીંદગીનો વિમો કદી પણ ઉતારતી નથી. એપરથી સ્પષ્ટ માલમ પડે છે કે દારૂડીયાઓની જીદગી ટૂંકી હોવી જોઈએ, અને એવો વિમો ઉતારવાથી તેઓને ખોટ જશે એમ કુંપની સારી રીતે સમજે છે. ઇંગ્લંડની સઘળી વસ્તીમાં દર ૧૦૦૦ આદમીએ મોતનું પ્રમાણ ૧૨નું આવે છે; ત્યારે વિમા કંપનીઓમાં નોંધાયલાં આદમીઓમાં દર ૧૦૦૦ આદમીએ, એ પ્રમાણ ૧૧નું આવે છે. (જુઓ નીચે આપેલો કોઠો).

| વીમા કુંપનીનું નામ | પોલીસીની સંખ્યા | મોત | દર હજાર આદમીએ મોતનું પ્રમાણ |
|---|---|---|---|
| અ | ૯૪૪ | ૧૪ | ૧૫ |
| બ | ૧૯૦૬ | ૨૭ | ૧૪ |
| ક | ૮૩૮ | ૧૧ | ૧૩ |
| ટ | ૨૪૭૦ | ૬૫ | ૨૬ |
| દારૂનિષેધકવીમા કું. | ૧૫૯૬ | ૧૨ | ૭.૫૨ |

ઉપલા કોઠા ઉપરથી માલમ પડે છે કે દારૂ નિષેધક વિમા મંડળીમાં દર હજાર આદમીએ મોતનું પ્રમાણ ફકત ૭.૫નું આવે છે; કારણકે તે કંપનીમાં મિતાહારી પુરૂષોને દાખલ કરે છે. કર્નલ સાઇક્ષ પોતાના લાંબા અનુભવપરથી કહે છે કે હિંદુસ્તાનમાં યુરોપીઅન સોલ્જરોમાં રોગ અને મોતની સંખ્યા વધતી જાય છે, તેનું કારણ મધુપાન શિવાય બીજું કાંઇજ નથી. યુરોપીયન સોલ્જરો, પોતાની ખરાબ લત છોડી દઇ, દેશીઓની રીતભાત તથા રહેણીકરણી પ્રમાણે ચાલે, તો તેઓમાં થતા રોગો અને મોતોની સંખ્યા કમી થયા વગર રહેશેજ નહીં એમ ઘણા અનુભવી કર્નલો અને સરદારો માને છે. ડાકટર ડેનીયલ પોતાના ખાસ અનુભવપરથી કહે છે કે આફ્રિકામાં વસતા યુરોપીયનો, ત્યાંની હવા ગરમ તથા ઝેરી હોવા છતાં, નિરોગી રહે છે; તેનું કારણ એ છે કે તેઓ ત્યાંના દેશીઓની માફક, મિતાહારી અને સુઘડ રહે છે. નીચે આપેલા કોઠાપરથી, વ્યસની સોલ્જરોમાં, દર વર્ષે તથા દર સેંકડે, મોતનું પ્રમાણ કેટલું આવે છે તે સ્પષ્ટ જણાઇ આવે છેઃ—

દર વર્ષે તથા દર સેંકડે, ઈ. સ. ૧૮૩૦થી ઈ. સ. ૧૮૪૯ સુધીમાં થયલી મોતની સંખ્યાનું પ્રમાણ.

| | બંગાલા | મુંબઇઇલાકો | મદ્રાસઇલાકો |
|---|---|---|---|
| દેશી સોલજરો | ૧-૭૯ | ૧-૨૯૧ | ૨-૦૯૫ |
| યુરોપીયન સોલજરો | ૭-૩૮ | ૫-૦૭૧ | ૩-૮૪૬ |

ઉપલા કોઠાપરથી માલમ પડે છે કે વ્યસની યુરોપીયન સોલ્જરોમાં મોતનું પ્રમાણ વધારે આવે છે. તેમજ બંગાલા અને મુંબઇ ઇલાકાના દેશી સોલ્જરો કરતાં, મદ્રાસ ઇલાકાના દેશી સોલ્જરોમાં મોતનું પ્રમાણ બમણું જણાય છે. પણ તેનું કારણ એ છે, કે મદ્રાસ ઇલાકામાં દેશી લશ્કરમાં મુસલમાન અને હલકી વર્ણના હિંદુઓની સંખ્યા વધારે હોવાથી, તેમજ તેઓને માંસ મદિરા જેવા ગરમ પદાર્થોનો કાંઇ પણ બાધ ન હોવાથી, તેઓમાં મોતનું પ્રમાણ બમણું આવેલું જણાય છે, અને તેમાં કાંઇજ આશ્ચર્ય નથી.

(૫) દારૂના વ્યસનથી શારીરિક શ્રમ અને મેહેનત કરવાની શકતી વધે છે? સ્નાયુ અને તંતુઓની મજબુતીપર શારીરિક મેહેનતનો આધાર રહેલો છે. એ અવયવો નિરોગી હોય તો શ્રમ અને મેહેનત સેહેલથી થઈ શકે છે. ત્યારે હવે સવાલ એ ઉત્પન્ન થાય છે કે દારૂથી સ્નાયુઓ અને તંતુઓમાં વધારે શકિત આવી શકે છે? નહીં, કદી નહીં—એજ એનો ટૂંકો ઉત્તર છે. કારણકે જીવનશાસ્ત્રના નિયમો તરફ જોતાં તેમજ અનુભવી અને કસાયલા ડાકટરોના મતનું અવલોકન કરતાં, સ્પષ્ટ માલમ પડે છે કે દારૂના વ્યસનથી શરીરનાં જૂદા જૂદા અવયવોનો જીર્ણોદ્ધાર થવાને બદલે, તેઓ ખવાઈ જાય છે. સ્નાયુઓ અને તંતુઓની ગતિ નબળી પડે છે. દારૂ લોહી માંહેલા પ્રાણવાયુને ખાઇ જાય છે, અને કાર્બોનિક ઍસીડ જેવા ઝેરી પદાર્થોને શરીરની બહાર નીકળી જતાં અટકાવે છે. કલેજાં તથા મૂત્રપિંડના વ્યાપારને મંદ કરે છે, તેથી પિત્ત તથા યુરીયા જેવા ઝેરી પદાર્થો શરીરની બહાર નીકળી શકતા નથી. વ્યવહારીક અનુભવપરથી પણ ઉપલાં અનુમાનને ટેકો મળે છે. બેન્જામીન ફ્રેંકલીન પોતાના જીવનચરિત્રમાં કહે છે "હું જ્યારે છાપખાનામાં કામ કરતો હતો, ત્યારે મારા ગોઠીયાઓની માફક દારૂ કદી પીતો નહોતો, અને તેથીજ તેઓના કરતાં ચારગણું વધારે કામ કરવાને શકતીમાન થતો હતો. સ્વિટઝરલાંડના પર્વતોપર હું મુસાફરી કરતો હતો, ત્યારે પણ ફકત પાણી પીતો હતો; તોપણ મારા જુવાન સોબતીઓ કે જેઓ "પોર્ટર" દારૂ પીતા હતા, તેના કરતાં વધારે મુસાફરી કરવાને શકતીમાન થયો હતો." જૂદી જૂદી આગબોટોમાં કામ કરતા ખલાસીઓના હેવાલોપરથી પણ સિદ્ધ થાય છે કે દેશી ખલાસીઓ મિતાહારી હોવાથી, દારૂડીયા અંગ્રેજી ખલાસીઓ કરતાં સહનશીલ અને કામ કરવામાં વધારે ચાલાક હોય છે. આવી તરેહના ઘણાં ઉદાહરણો આપી શકાય. પણ તે સઘળાનો સાર માત્ર એજ છે કે, મિતાહારી પુરૂષો, દારૂડીયા આદમીઓ કરતાં, વધારે મેહેનત કરી શકે છે; એટલુંજ નહીં પણહરિફાઇ કરવામાં આવે તો તેઓ તેમને મારી પાડે છે. (વિલાયતમાં થતી અગણિત ઘોડાની અથવા હોડીઓની શરતના હેવાલો જુઓ). વિલાયતનાં ઈંટ બનાવવાના કારખાનાના હેવાલો તરફ જોતાં પણ

ઉપલો સિદ્ધાંતને ટેકો મળે છે ઈ. સ. ૧૮૪૧માં લંડનના એક કારખાનામાં એક કરોડ અને ત્રીશ લાખ ઈંટો તૈયાર થઈ હતી. તેમાં દારૂ પીનારામાંનો એક સખસ ૭૬૦૨૬૫ ઈંટો કરી શક્યો હતો, ત્યારે મિતાહારી સખસ ૭૯૫૪૦૦ ઇટો કરી શક્યો હતો. દારૂ પીનાર ઘણામાં ઘણી ૮૮૦૦૦૦ ઈંટો કરી શકતો; ત્યારે મિતાહારી આદમી ૮૯૦,૦૦૦ ઈંટો બનાવી શકતો. બ્યસની આદમી ઓછામાં ઓછી ૬૫૯૫૦૦ ઈંટો તૈયાર કરતો, ત્યારે મિતાહારી પુરૂષ ૭૪૬૦૦૦ ઇટો બનાવતો હતો.

(૬) <u>દારૂથી અક્કલ અને વિચારશકતી ખીલે છે?</u> હાલના જમાનામાં ઘણા લોકો દારૂનું ગલાસ પીને વિચાર કરવા બેસે છે. અને એમ સમજે છે કે એમ કરવાથી વિચારશકતી ખીલશે, અને સારાં પુસ્તકો લખાશે. પણ એ વિચાર ભૂલ ભરેલો છે, એમ દરેક વિદ્યાર્થીએ યાદ રાખવું જોઇએ. દારૂથી થોડા વખત સુધી માનસિક શકતી જાગ્રત રહે છે, એ વાત ખરી છે. પણ તે લાંબો વખત ટકી રહેવાને બદલે, ટૂંકા વખતમાં ક્ષીણ થઇ જાય છે. મોઝાર્ટ, બર્ન્સ, અને બાયરનના, તેમજ ટ્રોસેરીજ તથા કીટસના દાખલા, એ વિચારના આબેહૂબ પુરાવા છે. તેઓ દારૂના પૂજારી હતા, અને તેને લીધેજ તેઓની અક્કલશકતી જલ્દી ક્ષીણ થઇ, તેઓ ટૂંક આયુષ ભોગવી મરણ પામ્યા હતા. પણ એથી ઉલટું ડિમોસ્થનીસ અને હૅલર-ડાકટર જૉન્સન, વૉલટેર, અને ફૉન્ટેનેલ, જેઓ ફકત કાફી પીતા હતા—ન્યુટન, હર્શલ, હમ્બોલ્ટ અને હૉબ્સ કે જેઓ ફકત ધૂમ્રપાન કરતા હતા—એ સઘળા મહાન પુરૂષોની અક્કલ અને વિચારશકતી વૃદ્ધાવસ્થા સુધી ટકી રહી હતી; કારણકે તેઓ મિતાહારી અને સાદા હતા.

(૭) <u>દારૂથી થંડી અને ટાઢ ખમવાની શકિત વધે છે?</u> નહીં. કદી નહીં. શારીરિક અવયવોને પુષ્ટી આપવાને, નાઇટ્રોજન, જે ખોરાકમાં સમાયલો હોય છે, તે પુરતો છે. તેમજ શરીરમાં ઉષ્ણતા પેદા કરવાને તથા તેને કાયમ રાખવાને સ્ટાર્ચ અને ચરબીવાળા પદાર્થો જેવા કે તેલ, ઘી, દુધ ઇત્યાદિ, કામ લાગે છે. પણ દારૂની કાંઈપણ જરૂર નથી; કારણકે શરીરને નુકસાન કર્યા વગર, ખરી ગરમી ઉત્પન્ન

કરી શકે એવાં તત્વો તેમાં સમાયલાં નથી. સ્ટાર્ચ અને તેલવાળા પદાર્થો શરીરમાં સ્વાભાવિક ગરમી ઉત્પન્ન કરે છે, અને શરીરને નુકસાન કરતા નથી. લોહી માંહેના કેટલાંક તત્વોમાં કાર્બન અને હાઇડ્રોજન સાથે, શ્વાસવાટે દાખલ થયલો પ્રાણવાયુ મિશ્ર થવાથી, શારીરિક ગરમી ટકી રહે છે, અને સ્ટાર્ચ અને તેલવાળા પદાર્થો, કે જે આપણે ખાઈએ છીએ, તે તેને પુષ્ટી આપે છે. આ સિદ્ધાંતના ખરાપણા માટે ડાકટરોમાં કંઈ પણ મત ફેર નથી. જો કે દારૂનુ તત્વ આલ્કોહૉલ, ગરમી અને અગ્ની પેદા કરવામાં સ્ટાર્ચ અને ચરબીથી શ્રેષ્ટ મનાય છે, તોપણ શરીરને નુકસાનકર્તા હોવાથી તેમજ શરીરને દીવા અથવા ધમણની માફક હદ બહાર ગરમીની જરૂર નહીં હોવાથી, તે વખોડવા લાયક ગણાય છે, અને તે ખરૂં છે. ઇસ્કવીમૉક્ષ, ગ્રીનલૅંડના વતનીઓ, કૅનેડાના રેહેવાસીઓ, તથા ઉત્તર ધ્રુવમાં આવેલા પ્રદેશોના લોકો અતિશય થંડી ખમી શકે છે. (જો કે તેઓ મદિરા પીતા નથી તોપણ). માટે થંડી અને ટાઢ દારૂથી કદી પણ દૂર થતાં નથી; પણ ગરમ ખોરાક અને ચરબીવાળા પદાર્થોથીજ દૂર થઇ શકે છે એમ સિદ્ધ થાય છે.

(૮) <u>તાપ ખમવાની શક્તિ પણ દારૂથી આવતી નથી.</u> કેટલાક લોકો એમ માને છે કે જ્યારે સખત તાપ પડે છે ત્યારે લોહી માંહેનું પાણી ચામડીના છિદ્રોવાટે પરસેવારૂપે જતું રહે છે. માટે તે ગયલું પાણી લોહીને પાછું આપવાને દારૂ પીવો જરૂરનો છે ! ! આ વિચાર પણ ખોટો અને પાયા વગરનો છે; કારણકે દારૂથી તો શરીરનાં બગડેલાં અને ઝેરી દ્રવ્યો જેવાં કે પરસેવો, યુરીઆ, કાર્બોનીક ઍસીડ ઇત્યાદિ શરીરની બહાર નીકળી નહીં જવાથી, રોગોને જન્મ આપે છે. ગરમ દેશોના લોકો અતિશય શ્રમ અને મેહેનત કરવાને શક્તીમાન થાય છે; કારણકે તેઓ મિતાહારી હોય છે. પણ જે લોકો દારૂ પીએ છે તેઓ અતીશય શ્રમ કરતાં લથડી પડે છે. મુંબાઇની ગીરણીઓના તથા કારખાનાઓના દેશી તથા યુરોપીયન કામદારો, જેઓ વ્યસની હોય છે, તેઓ કામ કરતાં લથડી પડે છે; મંદવાડના દિવસો ભોગવવા પડે છે; અને દર મહિને કામનો હિસાબ તપાસતાં, તેઓ તેમના મિતાહારી ગોઠીયા કરતાં, ઉતરતા માલમ પડે છે. ગરમી

અને તાપ ખમવાની શકિત દારૂથી પ્રાપ્ત થાય છે, એ વિચાર કેવો લૂલો અને હસવા લાયક છે, તે ઉપલા દાખલાપરથી સેહેજ સમજી શકાય છે. ગાર્ડનર નામનો ઉદ્‌ભિજ્જ વિદ્યાનો ઉસ્તાદ, કે જે બ્રઝીલ દેશમાં રહેતો હતો, સર જેમ્સ રૉસ, બૉર્નીયોના સસ્થાનનો સ્થાપનાર,-વૉટરટન નામનો નામાંકિત મુસાફર,-હાવર્ડ અને હાર્ડી નામના નામાંકિત પરમાર્થીઓ,-ડાકટર ડેનીયલ, કે જે પશ્ચિમ આફ્રિકામાં ઘણાં વર્ષ સુધી વસ્યો હતો,-એ સઘળા પુરૂષોના અભિપ્રાયો, ઉપર જણાવેલા મતને ટેકો આપે છે. ડાકટર મોઝલી 'ગરમ દેશોમાં થતા રોગો' નામના પુસ્તકમાં કહે છે, કે મારા પોતાના અનુભવથી તેમજ બીજા લોકોના રિવાજોનું અવલોકન કરવાથી, મારી ખાત્રી થઈ છે, કે જે લોકો સ્વચ્છ પાણી શીવાય બીજું કાંઈજ પાન કરતા નથી, તેઓજ જૂદા જૂદા દેશોની હવા અને પાણી સામે ટક્કર લઇ શકે છે. મિસર દેશમાં નૅપોલીયન બૉનાપાર્ટ સામે ગયલાં હિંદી લસ્કરનો હેવાલ તપાસીશું-(સર જેમ્સ મૅકગ્રેગરનો ઇતિહાસ જુઓ)—સર ચાર્લ્સ નેપીયરે, કલકત્તામાં, ઈ. સ. ૧૮૪૫માં ૯૬મી લશ્કરી ટુકડી આગળ આપેલાં ભાષણનો સાર જોઇશું-તો તે સઘળાપરથી એમ સિદ્ધ થાય છે, કે ગરમી, તાપ, અને ઝેરી હવાવાળા દેશો સામે ટક્કર લેવાને સ્વચ્છ પાણી જેવો બીજો કોઈપણ કુદરતી દારૂ છેજ નહીં.

(૯) મેલેરીયા, એકાંતરીયો તાવ, મરડો, તથા કૉલેરા જેવા ઝેરી રોગોને દારૂ અટકાવે છે? ઘણા ઉગતા ડાકતરો માને છે, અને હાલના જમાનામાં ઘણા જુવાનીયાઓમાં પણ એક સાધારણ વિચાર દાખલ થયો છે,-અને તે એ કે દારૂ પીવાથી ઝેરી રોગો નાસી જાય છે. પણ એ વિચાર ભૂલ ભરેલો અને હાનિકર્તા છે, એમ હમારે અત્રે કહ્યા વગર ચાલતું નથી. દારૂથી એવા રોગોનું તો ઉલટું ચઢી વાગે છે. પાછળ જણાવેલા ઇતિહાસના પુરાવા-ઈસ્પીટાલોના વૃત્તાંતો-તેમજ સફર અને મુસાફરી કરનાર આદમીઓનો અનુભવ-એ સઘળાપરથી, એમ પુરવાર થાય છે. કે મિતાહારી થવાથીજ એ રોગો અટકે છે, અને જો ચેપી રોગો કવચીત હુમલો કરે છે, તો તેમાંથી તેઓ થોડા વખતમાં સાજા થઈ જાય છે. પણ દારૂથી તેઓ જલદી મૃત્યુ પામે છે.

(૧૦) દરરોજ નિયમસર મદ્યપાન કરવાથી પણ નુકસાન થાય છે.

દરરોજ થોડો થોડો દારૂ પીવાથી પણ શરીરપર માઠી અસર થાય છે, એમ પાછળ કહી ગયા છીએ; તેથી તેનો અત્રે વિસ્તાર કરવાની કાંઈ જરૂર નથી. ઘણા અજ્ઞાન તથા ઉગતા જુવાનીઆઓ, એમ માને છે, કે દારૂનું સેવન કરવાથી જુસ્સો અને તાકાત વધે છે. પણ એ વિચાર માત્ર અજ્ઞાનપણા તથા બીનઅનુભવનું પરિણામ છે. ઉગતા જુવાનીઆઓની ફરજ એ છે કે, તેઓએ વૃદ્ધ, વિદ્વાન અને અનુભવી પુરૂષોનાં વચનોને માન આપીને ચાલવું જોઇએ. હાલની આપણા દેશ તથા કાળની અધમ સ્થીતિ તરફ જોતાં, આપણા ઉગતાજુવાનીઆઓની તરૂણાવસ્થા સાધારણ રીતે એક ખરાબા સમાન થઇ પડે છે, અને તે ખરાબામાંથી તેઓએ મુક્ત થવું હોય-પોતાની સ્થીતિ સુધારી, શ્રેષ્ટતા અને લોકપ્રતિષ્ઠા સંપાદન કરવાની તેઓની ઇચ્છા હોય-એથી પણ ઉત્તમ સુખ 'જે જાતે નર્યા'નું ગણાય છે તેનો સંપૂર્ણ લાભ લઇ, દીર્ઘાયુષી થવાની વાંછા રાખવી હોય-તો અવશ્ય કરીને તેઓએ અનુભવી તથા તેઓના વડા તરીકે મનાતા પુરૂષોની સલાહ પ્રમાણે ચાલવું, એ હમારી દરેક વાંચનારને નમ્ર વિનંતી છે. પ્રાચીનકાળનો વિદ્વાન ડાકટર હિપોક્રેટીસ કહે છે કે 'ગરમ પદાર્થોનું અતિશય અને હદ બહાર સેવન કરવાથી શરીરની ગરમી હદ બહાર વધે છે, અને ક્ષય ઉત્પન્ન થાય છે. દારૂ એક અગ્ની સમાન છે, અને તેની અસર અગ્ની માફકજ થાય છે. શરીરના કોમળ અવયવો દારૂરૂપી અગ્નીથી મિટ્ટી રૂપ થાય છે. રોગોનાં બી રોપાય છે: અને જ્યારે રોગ એકદમ દેખાવ આપે છે, ત્યારે વ્યસની પુરૂષ પોતાની અજ્ઞાનતાને લીધે એમ ધારે છે, કે એ કાંઈ વ્યસનને લીધે નહીં, પણ બીજાં કાંઇ કલ્પિત કારણોથી થયો હશે. પણ છેવટે તેની ખાત્રી થાય છે, અને મરજી ઉપરાંત તેને યમને શરણ થવું પડે છે. જે વસ્તુ સ્વાભાવિક છે તે હમેશાં આરોગ્ય વર્ધક થઈ પડે છે; દાખલા તરીકે વનસ્પતી અને વારિ, કુદરતી અને સ્વાભાવિક હોવાથી મનુષ્યને પુષ્ટીદાયક થઇ પડે છે. પણ મદિરા એક કૃત્રીમ ખોરાક છે; તેથી તે થોડા વજનમાં લેવાથી પણ તંદુરસ્તીને નુકશાન કરે છે. હમેશાની ટેવથી હોજરી નબળી પડી જાય છે; અને તેને પરિણામે બીજા

અવયવો પણ નાકૌવત થાય છે. ફેફસાં, કલેજું, મૂત્રપિંડો, તથા ચામડી—એ સઘળા અવયવોને, કામનો બેવડો બોજો ઉંચકવો પડે છે. (૧) સ્વાભાવિક જીર્ણોદ્ધાર કરવાનો (Removal of the products of normal waste); દારૂરૂપી ઝેરને શરીરની બહાર કાઢવાનો. (Removal of the superfluous non-assimilated alcohol). હવે એવાં બેવડાં કામના ભાર તળે કુમળા અવયવો કમ-કાઈનેમરણ તોલ થઇ જાય, એમાં શી નવાઈ? મારેદર રોજ થોડો દારૂ પીવાથી પણ શરીર અને મનને કેટલું નુકસાન થાય છે, તે વાંચનાર લક્ષમાં રાખશે, એવી હમને આશા છે.

(૧૧) શારીરિક અને માનસિક સ્થીતિમાં, ખરા રોગ શીવાય, કોઇ એવો વિકાર ઉત્પન્ન થાય છે, કે તેમાં અપવાદ તરીકે મદિરાનો ઉપયોગ કરવો વાજબી ગણાય? કેટલાક સંજોગોમાં આદમીને અસાધારણ અને હદ બહાર શ્રમ અને જોર કરવું પડે છે, અને તે વખતે દારૂ જેટલો ઉપયોગી થઇ પડે છે, તેટલો ઉપયોગી બીજો કોઈપણ પદાર્થ થઇ શકતો નથી. અને તે ખરૂં છે. દાખલા તરીકે કોઇપણ વાહાણ બરફમાં ચોંટી બેસે છે, ત્યારે તેને બહાર ખેંચી કાઢવાને ખલાસીઓને અસાધારણ શ્રમ કરવો પડે છે, અને તે શ્રમ ચાલુ રાખવાને દારૂ એટલો ઉપયોગી થઇ પડે છે, કે તે પીધાથી તેઓ વાહાણને જલ્દી બહાર ખેંચી કાઢે છે. વળી કેટલાક આદમીઓને શરદી અથવા સળેખમ થાય છે, ત્યારે પણ દારૂથી તુરત આરામ થાય છે. પણ આ દાખલાપરથી એમ અનુમાન કરવું નહીં, કે હમેશાં મદિરાનું વ્યસન રાખવાથી પણ એવાજ ફાયદા થાય છે. વળી દારૂની અસર તંતુઓપર વિશેષ થાય છે; અને તેને લીધે ફેફરૂં, લખવો, ગાંડાપણું ઈત્યાદિ વાયુના રોગો જન્મ પામે છે. વળી કેટલીક વખતે માણસને અતિશ્રમ કરવો પડે છે; ખોરાક પુરતો મળી શકતો નથી; અને ખરાબ હવામાં સડયાં કરવું પડે છે; આવા સંજોગોને લીધે માણસનું શરીર ભાંગી જાય છે, અને થોડો થોડો દારૂ તેને પુષ્ટીકારક થઈ પડે છે, એ વાતની ના પાડી શકાતી નથી. પણ લાંબા વખત સુધી ચાલુ શ્રમ કરવામાં, દારૂ વગર ચાલી શકે છે. વળી કેટલાક લોકોની કાઠી એવી નબળી હોય છે, કે તેઓને થોડો ખોરાક પણ હજમ થઈ શકતો નથી આવા દાખલા

સઘળી વર્ગના આદમીઓમાં માલમ પડી આવે છે. પૈસાદાર લોકો પડયા પડયા જીંદગી ગાળે છે, શરીર અને મનને ઝાઝી કસરત આપતા નથી, મોજ શોખમાં દીવસ ગાળી ઉજાગરા વેઠે છે; અને તેઓને અજીરણ અને નબળાઇ પ્રાપ્ત થાય એ સ્વાભાવિક છે. મધ્ય સ્થીતિના લોકોનાં શરીર, વેપાર રોજગાર તથા ધંધાની ધાખલ અને હાય ફીકરથી ભાંગી જાય છે; અને તેજ કારણથી તેઓને પણ નબળાઇ અને અજીરણ થાય છે. એથી ઉલટું; ગરીબ લોકોને ગંદકીવાળાં ઝુપડાં અથવા કારખાનામાં રહેવું પડે છે; તેઓનાં શરીર મેલાં અને ગોબરાં રહે છે; અને આસપાસની મોરી અથવા ગટરની ઝેરી હવા તેમને ભક્ષ કરવી પડે છે; આ કારણોને લીધે તેઓની તબીયત પણ નખાઈ જાય છે, અને નબળાઇ તથા અજીરણ થાય છે. આવી રીતનું અજીરણ અને નબળાઇ ઉત્પન્ન થાય છે, તેને દૂર કરવાને અજ્ઞાન લોકો કાતો અજ્ઞાન ડાકટરોની અથવા તો કોઇ ભેભાગુ સોબતીની સલાહથી, થોડો થોડો દારૂ પીવા માંડે છે. તેને લીધે જો કે થોડો વખત સુધી તેમની પાચનશક્તિ સુધરીને તાગાત આવે છે ખરૂં; પણ પાછળથી તો માઠા પરિણામો જન્મ પામે છે. ડાકટર હફલૅંડ કહે છે કે "તમને ભુખ ન લાગતી હોય અને તમારૂં તાગાત જતું રહ્યું હોય, તો તમે દરરોજ ખુલ્લી હવામાં ફરવા હરવાનો મહાવરો રાખો. અને તરસ લાગી હોય તો સ્વચ્છ પાણી પીઓ, પણ દારૂની ઝેરી પ્યાલો તમારા મુખ આગળ કદી પણ ધરશો નહીં" આ વાકયો વાંચનારની સમક્ષ ફરીથી રજુ કરવાનું હમે દુરસ્ત ધારીયે છીએ; કારણકે સઘળી વર્ગના અને સઘળી વર્ણના લોકો માટે, આજ ઉપાય રામબાણ છે, અને તેથીજ શરીર અને મનને પુષ્ટી મળે છે, અને આયુષ સુખી અને લાંબુ થાય છે, એમ દરેક આદમીએ યાદ રાખવું જોઇએ. વળી ગર્ભાવસ્થામાં હોજરી એટલી બધી નબળી પડી જાય છે, કે જે કાંઇ ખોરાક ગર્ભવંતી સ્ત્રી ખાય છે તે તુરત ઉલટી વાટે નીકળી જાય છે, અને શરીરનું કૌવત જતું રહે છે. હવે આવા સંજોગોમાં જ્યારે તરેહ તરેહની દવાઓ નિષ્ફળ જાય છે, ત્યારે દારૂ અને બરફ ચમત્કાર કરી બતાવે છે. તે સ્ત્રી ખોરાક ખાઇ શકે છે; અને તેનું ગયલું જોર પાછું આવે છે. પણ ગર્ભવંતી સ્ત્રી પ્રથમથીજ પોતાનો

તંદુરસ્તીની સંભાળ રાખે,—દરરોજ સ્વચ્છ હવામાં ફરવા હરવા જોય-અને ચિત્ત તથા મનોવિકાર શાંત રાખે-તો તેને દારૂ જેવી ગરમ અને ઝેરી દવાની જરૂર પડશે નહીં. એમ છતાં કોઇ સંજોગમાં દારૂનો ખપ પડે તો હોંશીયાર અને અનુભવી ડાક્ટરની સલાહ લીધા પછીજ તેને વાપરવો, પણ તેની ટેવ પાડવી નહીં. વળી કેટલાક લોકો ધાવણ વધારવાને દારૂનો ઉપયોગ કરે છે. પણ તેથી ધાવણ સુધરવાને બદલે બગડે છે; અને બચ્ચાંની તબીયત લથડી પડે છે, અને તેને આંકડી આવે છે. વળી કેટલાક લોકો એમ માને છે, કે ગંડમાળની પ્રકૃતિવાળાં બચ્ચાંને, દારૂ આપવાથી ફાયદો થાય છે. દારૂથી જો કે તેમને થોડો વખત ગુણ થાય તેની હમે ના પાડતા નથી, પણ અંતે તેથી હાનિજ થાય, છે. જ્યારે સ્વચ્છ હવા, ફરવા હરવાની કસરત, ગરમ કપડાં, ઉફાયા પાણીની અંઘોળ, શરીરને ચોળવું ઇત્યાદિ કુદરતી અને સસ્તા ઉપાયોથી ગંડમાળ દૂર થાય છે, ત્યારે દારૂ જેવી કૃત્રીમ અને ઝેરી દવાનો ઉપયોગ શા માટે કરવો જોઈયે? એવું કરવું, 'હોલામાંથી ચુલામાં પડવા' જેવુંજ ગણાય. અને તે મૂર્ખ આદમીનેજ શોભે છે. વળી જુવાનીમાં શરીરમાં ક્ષય વિશેષ થાય છે, અને તેનું પુનર્જીવન કરવાને ખોરાકની મદદ મળે છે. પણ ઘડપણમાં શરીરનું કૌવત કમી થવાથી, પાચનશક્તિ તથા અવયવો નબળા પડે છે. તેમના વ્યાપાર મંદ ચાલે છે; ક્ષય પણ ઓછો થાય છે, અને તેનું પુનર્જીવન કરવાને થોડા ખોરાકની જરૂર પડે છે. માટે ઘડપણમાં જરૂર જેટલો ખોરાક ખાવો બસ છે. પણ કેટલાક લોકો એમ ધારે છે કે હોજરી નબળી પડવાથીજ શરીર નબળું પડે છે, અને તેટલા માટે દારૂ જેવા ગરમ પદાર્થોનું સેવન કરવું જરૂરનું છે. હવે દારૂ જેવા ગરમ પદાર્થનું થોડું થોડું સેવન ઘડપણમાં કરવાથી, જુવાનીમા જેટલું નુકસાન અને જેટલો ક્ષય પેદા થાય છે, તેટલુંજ નુકસાન અને ક્ષય જો કે થતાં નથી,—તોપણ તેથી એક બીજું નુકસાન એ થાય છે કે દારૂની મદદથી જરૂર કરતાં વધારે ખોરાક આપણે હોજરીને આપીયે છૈએ, અને હોજરી ઘડપણમાં નબળી હોવાથી, તે પાચન કરી શકતી નથી; અને બીજા અવયવો પણ ઘડપણમાં નાકૌવતવાન હોવાથી, પોતાના ધર્મો સંપૂર્ણ રીતે બજાવી શકતા નથી; તેથી આખરે કલેજાં અથવા મૂત્ર પિંડના રોગો જન્મ પામે છે, અને જીંદગી ટૂંકી કરે છે. માટે ઘડ-પણમાં દારૂની કાંઇજ જરૂર જણાતી નથી.

(૧૨) દવામાં મદિરા કામ લાગી શકે છે ખરી ? અને એમ હોય તો, કયા રોગોમાં, અથવા કેવા પ્રકારના રોગોમાં, તેમજ રોગના કયા તબક્કામાં, તેની જરૂર પડે છે, અથવા તો તે ગુણકારી થઇ પડે છે ? દારૂ વ્યસન તરીકે અથવા તો પુષ્ટી આપનાર ખોરાક તરીકે દરેક માણસને સાધારણ રીતે નિરૂપયોગી છે. દરરોજ થોડો થોડો માવરો રાખવાથી પણ તે ફાયદો કરવાને બદલે હાનિ કરે છે; તેમજ દરેક આદમીને, સાધારણ રીતે જોતાં, તે વેહેલો અથવા મોડો એક વિષ સમાન થઇ પડે છે. એ સર્વે સિદ્ધાંતો આપણે પાછળના ભાગમાં સિદ્ધ કરી ગયા છીએ. તોપણ દુરંદેશીથી અને સાવચેતીથી તેનો ઉપયોગ રોગમાં કીધો હોય, તો તે એક અમૂલ્ય ઔષધ તરીકે નીવડે છે, એમ કહેવાને હમે અચકાઈશું નહીં. કેટલીક વખતે માણસોને શારીરિક અથવા માનસિક ધક્કાને લીધે, બેભાની, શરીરની શિથીલતા, નાડીનું બંધ થવું ઈત્યાદિ ચિન્હો થઇ આવે છે. તેવા સંજોગમાં દારૂ કેવી ચમત્કારી, અસર કરે છે, તે ડાકટરો સારી રીતે જાણે છે. કેટલીક વખતે બચ્ચાંના કપડાં એકદમ સળગી ઉઠવાથી દાઝી જાય છે; અને તેને એવો સજ્જડ ધક્કો લાગે છે, કે તેની નાડી મંદ થાય છે; અને ગાત્ર થંડુ પડી જાય છે. આવા સંજોગમાં પણ દારૂથીજ તેનો જીવ બચે છે. એજ પ્રમાણે તીક્ષ્ણ અને દીર્ઘ વરમવાળા ઘણા રોગોમાં લાંબો વખત ચાલુ રહેતા તાવોમાં થતા સનેપાતમાં, અને ઘણું લોહી અથવા પરૂ જવાથી અને ઝાડા અતિશય થવાથી જે નબળાઇ ઉત્પન્ન થાય છે તે વખતે, દારૂના ઉપયોગની અવશ્ય કરીને જરૂર છે. એમ છતાં દારૂનો ઉપયોગ, ધંતુરા અથવા અફીણની માફક, સાવચેતીથી અને ઘણીજ જરૂર પડે તે પ્રસંગે કરવો જોઈએ. હાલના ઘણા જુવાન ડાકટરો આ નિયમનું ઉલ્લંઘન કરતા દીસે છે, તેથી હમને ઘણોજ ખેદ અને તિરસ્કાર પેદા થાય છે. ઈંગ્લંડના ઘણા ડાકટરો દારૂનો ઉપયોગ દવા તરીકે છૂટથી કરે છે; પણ હિંદુસ્તાનના ડાકટરોએ એમ કરવાથી દૂર રહેવું જોઇએ; કારણકે આપણા દેશની હવા, કાળ, સ્થીતિ, તથા ધર્મ એ સઘળાં મદિરાને પ્રતિકૂળ છે. હિંદુસ્તાનના ડાકટરોએ દેશી વૈદોની રીતિને વખોડી કાઢવાને બદલે, તેનું અનુકરણ કરવું જોઈએ. ઘણા અજ્ઞાન ડાકટરો કહે છે, કે વૈદો પોતાના દરદી-ઓને ભૂખે મારી નાખે છે, અને ઉંટ વૈદું કરવામાંજ કુશળ હોય છે; પણ

તેઓને રોગની ખરી ચિકિત્સાની માહિતી હોતી નથી. ડાક્તરોનો આ અભિપ્રાય અજ્ઞાનતા તથા બીન અનુભવનું મૂળ છે, એમ કહેવાને હમે જરાપણ અચકાતા નથી; તેમજ એ અભિપ્રાય કેટલો ખોટો અને પાયા વગરનો છે તે, નીચે આપેલાં અંગ્રેજી લખાણપરથી સેહેજ માલમ પડશે:—

"Doctors should judge properly before they pass any opinion about the native physicians. It is true that they take great delight in calling them quacks. They say that these mountebanks want only starve their patients, and sometimes kill them. Now what truth underlies this statement, we should carefully examine and observe. From his own experience about their plan of treatment, as well as the principles embodied in the native medical works, the author can confidently say, that their plan of treatment by judicious starvation is prudent and safe, and rarely produces any evil effects on the system. Suppose, for example, a patient is suffering from Diarrhœa. Let us now see what a doctor would do. If the stools are frequent and exhausting, he would prescribe astringents or astringents combined with castor-oil. Good. But not satisfied with such a simple and reasonable course, when he rushes to brandy and egg-mixture, it is not to be wondered at that, that the native physicians would call him a quack. In cases of Diarrhœa, the intestines become feeble & feverish. They are in a state of undue functional activity. Under these circumstances, should we give them rest? or should we

excite and overburden them by stimulants and cause their congestion? Should we excite the stomach and cause congestion of the liver! It may be a scientific course with the doctors. But not so with the native physicians, who are generally guided by the dictates of nature. Let us now observe what the latter would do in the same case. They would give the same medicines that the doctors prescribe. But they would follow nature, and insist on their patients to take nothing else but rice-bread or any other light and starchy food. They would neither give fatty food as milk, nor stimulants as wine. Their principle of treatment is quite different from that followed by doctors. They prefer judicious starvation and rest for the stomach, the intestines, and the liver.

They think, and think correctly too, that judicious starvation sharpens the appetite by giving rest to the overworked digestive organs. Is this, then, a piece of quackery so much denounced by the learned medical profession? No, undoubtedly not. We are vegetarians & teetotallers, so we require judicious starvation, whenever we suffer from Diarrhœa or Dyspepsia. We require this, because we are living in a climate, where the slightest wine or animal food would cause immense harm. Therefore, in disorders of diet, such as Dyspepsia, Diarrhœa, and the like, the only course of treatment to be adopted in India is judicious starvation,—in other words—restricted diet, devoid

of fat and stimulants,-which latter, as well as a surfeit of brandy and the like damnation, the author thinks, had better be reserved for England and Englishmen, whose stomachs have been, by nature, accustomed to brandy and animal food."



## પ્રકરણ ૬.

મધુપાનથી થતી જૂદી જૂદી તરેહની માઠી અસરો-તન, મન, નીતિ, અને સ્થીતિપર થતી અસરો-સંતતીપર થતી અસરો-મધુ-પાનથી આપણી રાજદ્વારી સ્થીતિપર થતી માઠી અસર.

"There is good sense and sound philosophy in the words which the celebrated poet and dramatist Mr. Sterne causes his hero, Tristram Shandy, to utter: "I wish my father or my mother, or indeed both of them, as they were, in duty both equally bound to, had minded what they were about, when they begot me; had they duly considered, how much depended upon what they were then doing, that not only the production of a rational being was concerned in it, but that possibly the happy formation, and temperature of his body, perhaps his genius and the very cast of his mind, and perhaps the fortunes of his whole house, might take the humours and dispositions then uppermost. Had they only weighed and considered all this and proceeded accordingly-I am verily persuaded, I should have made a quite different figure in the world, from what the reader is likely to see me. Believe me, good folks, this is not so inconsiderable a thing as many of you think it."..........

"Every child that is born into the world has the birth-right inheritance of a sound organisation. It has, too, as one of the human family, an inherent right to sustenance and education. *If despoiled of the former, by the* ignorance and perversity of its parents, it will surely be revenged; and if robbed of the latter by the errors or *imperfections of society, society will assuredly* suffer. This is one of the unpardonable sins. There is no forgiveness-certainly not in this life. A vicious, malformed, or diseased or perverted child can not exist in the family without "rendering evil for evil,' any more than a vagrant or imbecile person can exist in society without, *to some extent*, contaminating the whole social atmosphere. This may seem a hard doctrine in its bearings on individuals; but it is true in nature, and *beneficent in* its application to the whole human race" (Dr. K. N. Pandya). * * * * *

"There is to-day no better established fact than *that all progeny, vegetable, or animal, takes its* physical, mental and moral qualities from those which predominate in the parents, during the period of *conception* and gestation. The form, face, temper, disposition, and constitution are stamped at these periods on the offspring by parents. It is wellknown that even all the secretions partake of both the general and particular states of body and mind; and physicians often judge by them and so prescribe." (Dr. Porter's 'Men, Women, & Babies').

## ૧ મદ્યપાનથી સંતતીપર થતી જૂદી જૂદી તરેહની અસરો.

### (અ) શારીરિક અસરો.

સ્ટર્ને નામના નાટકકારના એક નાટકમાં, ટ્રિસ્ટ્રામશેન્ડી નામનો નાયક કહે છે કેઃ—"મારાં માબાપે મને ગર્ભદાન આપ્યું તે વખતે તેઓ શું કરતાં હતાં તે વાત તેઓએ લક્ષમાં રાખી હોત,— દરેક બાળકની આકૃતિ, અને સ્વભાવ, અક્કલ તથા મનશક્તિ, શરીરની ઉષ્ણતા તથા રોગાધીનપણું', એ સઘળાં માબાપના ગુણોપરજ આધાર રાખે છે, એ વાત તેઓએ મને ગર્ભ ધારણ કરાવતી વખતે ધ્યાનમાં રાખી હોત,–તો હું ખાત્રી પૂર્વક કહું છું કે હમણાં મેં જેટલું નામ કાઢયું છે તેનાં કરતાં વધારે સારૂ નામ હું દુનીયામાં કાઢત." આ વાકયોમાં કેટલી ફિલસુફી અને મર્મ સમાયલાં છે, તે વાંચનાર સહેલથી સમજી શકશે. ડાકટર પોરટર 'પુરૂષો, સ્ત્રીઓ, તથા બચ્ચાંઓના સ્વભાવો' વિષે લખતાં કહે છે કે દરેક બાળક, ગર્ભ ધારણ કરતી વખતે, પોતાનાં માબાપમાં જે ગુણો વિશેષ હોય છે તે ગ્રહણ કરે છે. તેનું શરીર, મન અને નીતિ,–તેની આકૃતી–ચ્હેરો–સ્વભાવ-પ્રકૃતિ અને ઉષ્ણતા–એ સઘળાં માબાપનાં ગુણો પ્રમાણેજ તેનાપર છપાય છે.' આ વાકયમાં પણ ઘણો મર્મ સમાયલો છે. બાપ તેવા બેટા, વડ તેવા ટેટા, જેવું ઝાડ તેવું ફળ, ઈત્યાદિ કહેવતોમાં પણ ઘણો ભાવાર્થ રહેલો છે. ગુલાબના ઝાડમાંથી ગુલાબનું ફૂલજ ઉત્પન્ન થાય છે. પણ કરેણાનાં ઝાડમાંથી તો કરેણાંજ ઉત્પન્ન થાય છે. તેવીજ રીતે વ્યસની માબાપનાં છોકરાં વ્યસની અને દુરાચારી હોય છે; એટલુંજ નહીં પણ તેઓને અનેક તરેહના વ્યાધિઓ થાય છે, તેઓ ગર્ભસ્થાનમાંજ મરણ પામે છે; અથવા તો પૂરે મહીને જન્મ ધારણ કરે તોપણ તેમનું આયુષ કદી લાંબુ અને સુખી થતું નથી.

દારૂ પીનારાંઓનાં છોકરાં નબળાં અને ઠીંગણાં ઉત્પન્ન થાય છે દારૂનું શોષણ મગજમાં વિશેષ થવાથી, એવા વ્યસનીઓનાં છોકરાંના મગજ નબળાં હોય છે; તેઓની અક્કલ બુઠ્ઠી રહે છે; અને તેઓને દિવાનાં થતાં વાર લાગતી નથી. બચપણથીજ તેઓની મૂઢમતિનાં ચિન્હો દર્શન દે છે. તેઓનો ચ્હેરો ગાંડા ઘેલા જેવો લાગે છે. મ્હોમાંથી લાળ નિકળ્યાં કરે છે; અને એવા મૂઢમતિવાળાં બાળકોને યોગ્ય શિક્ષણ આપવામાં આવે નહીં તો ગાંડપણ વધતું જાય

છે, અને છોકરાંને રોગ જન્મ પામે છે. આવાં બાળકોને ખાવાનું, પહેરવાનું કે ઓઢવાનું ભાન સ્હેજ પણ હોતું નથી. ટૂંકમાં કહીએ તો તેમની જીંદગી રદ જાય છે. ગંડમાળ, નજળો, ક્ષય રોગ અને સંધિવા દારૂડીયાઓને સાધારણ રીતે થાય છે, અને તેજ રોગો તેઓ પોતાનાં બચ્ચાંને વારસામાં આપે છે. આ ભયંકર વારસો જીંદગી પર્યંત રીબાવી રીબાવી તેમના આયુષને ટૂંકું અને દુઃખી કરે છે. પ્રાચીન કાળનો નામાંકિત ફિલસુફ અને ડાકટર–મી૦ પ્લુટાર્ક–કહે છે, કે એક દારૂડીઓ બીજા દારૂડીયાને જન્મ આપે છે. ઍરિસ્ટૉટલ કહે છે, કે મદ્યપાન કરનારી સ્ત્રીઓનો ગર્ભ દારૂડીઓજ પેદા થાય છે દિવાનાની હસ્પીટાલવાળો ડાકટર બ્રાઉન પોતાના લાંબા અનુભવપરથી કહે છે કે મદિરાના પૂજારીઓ પોતાના જ્ઞાનતંતુઓને બગાડી તેમને નબળા કરે છે; એટલુંજ નહીં પણ પોતાના કુટુંબમાં પણ માનસિક રોગો દાખલ કરે છે. તેમની છોકરીઓ નાજુક, નબળા બાંધાની તથા ઉન્મત્ત હોય છે; તેમના છોકરાઓ ઢીલા બાંધાના, ઉન્મત્ત આડે માર્ગે જનારા, વિચિત્ર અને સ્હેજમાં ઉશ્કેરાઈ જાય એવા તામસી સ્વભાવના હોય છે; અને હર્ષ અથવા શોક-જનક અચાનક બનાવથી ઘેલા થઇ જાય છે; દિવાનાપણું, માનસિકનબળાઇ, વીર્યસ્ત્રાવ નપુંસકતા, તથા મૂઢમતિ જેવા ગંભીર રોગો, દારૂડીઆઓ પોતાનાં બચ્ચાંઓને વારસામાં આપી જાય છે. જે આદમીઓ મદ્યપાન કરે છે, તેમનાં છોકરાંનો બાંધો નબળો અને ઢીલો હોય છે તેમના હાથ પગ ઠંડા રહે છે. તેમના શરીરની ઉષ્ણતા કમી હોવાથી, તેમની મતિ સ્વાભાવિક રીતે દારૂ પીવા તરફ દોરે છે; અને એવી મતિને તેમના બાપનો દાખલો પુષ્ટી આપે છે. મા અથવા બાપ પીધેલ હોય, અને તે વખતે ગર્ભ રહે તો તે બાળક દિવાનુંજ જન્મે છે. મદ્યપાન કરનારાઓનાં છોકરાઓને આંખના રોગો પણ વારસામાં મળે છે. તેમની આંખો ઝીણી તથા તેમની દૃષ્ટી ટુંકી હોય છે; તેને લીધે તેમને ન્હાનપણથીજ ચસ્માની જરૂર પડે છે. કેટલાકને જુવાનીમાંજ મોતીયા થાય છે તેનું કારણ પણ એજ છે. તેમજ કેટલાકને ટુંકું પડે છે, અને બીલ લાગુ પડે છે. વ્યસનીઓના છોકરાંને નશેસાં હાડી નાખ રહે છે, તેથી તેમનું બદન, ઉમર વધવા લાગે, વૃદ્ધિ પામવાને બદલે, ક્ષીણ થતું જાય છે.

'વહુને શિખામણ' નામના ગ્રંથનો લખનાર ડાકતર શેવેસ કહે છે, કે ફ્રાન્સ અને ઈંગ્લંડની સ્ત્રીઓ જેઓ અતિશય દારૂ પીએ છે, તેઓ કાંતો વાંઝણી રહે છે—કે કાંતો મૂએલા ગર્ભને જન્મ આપે છે. અથવા જીવતું છોકરૂં જન્મે છે તો તે ઉપર જણાવેલા વિવિધ રોગોથી જીંદગી પર્યંત પીડાઇને ટૂંક વખતમાં મરણ પામે છે. અથવા લાંબું આયુષ ભોગવે તોપણ તેની જીંદગી કદી પણ સુખાકારી નીવડતી નથી. જે આદમી મિતાહારી રહે છે, તેનાં છોકરાં જન્મથીજ મજબૂત બાંધાનાં જણાઈ આવે છે. એવાં છોકરાં જન્મે છે કે તરત જોસથી રડવા માંડે છે, અને હાથ પગ હલાવે છે. તેનું કારણ એ છે કે તેઓ મજબૂત બાંધાનાં અને મજબૂત ફેફસાંવાળાં હોય છે. પણ એથી ઉલટું જે આદમી વ્યસની હોય છે, તેનાં છોકરાં જન્મ વખતેજ નબળાં અને સુરત જેવાં લાગે છે. ધી રાઈટ ઑનરેબલ મી. ગ્લૅડસ્ટનને તો આપણે સઘળા ઓળખીએ છીએ. એક સાધારણ વિદ્યાર્થીને પણ તેનું નામ ખબર હશે. આપણે તેને એક રાજનીતિજ્ઞ અને છટાદાર વક્તા તરીકે ઓળખીએ છીએ. પણ તેણે કેટલાંક કાવ્યો પણ લખ્યાં છે. તેમાનાં એક કાવ્યમાં "કુદરત"નું વર્ણન આપતાં તે લખે છે, કે મદિરાપાન કરનારાંનાં છોકરાં જન્મથીજ નબળાં માલૂમ પડી આવે છે. તેઓ નબળાં બાંધાના હોવાથી સુરત પડી રહે છે; તેમજ તેમનાં ફેફસાં નબળાં હોવાથી તેમનાથી જોસભેર અને મ્હોટે ઘાંટે રડી શકાતું નથી.

(બ) <u>સંતતિની નીતિ, રથીતિ, તથા મનપર થતી અસર</u>—મા અથવા બાપ દારૂડીયાં હોય–અફીણી હોય–ભાંગ અથવા ગાંજાના સેવક હોય–તો તેમનાં છોકરાંની નીતિ, સ્થીતિ અને મનપર ઓછી અથવા વધારે અસર થયા વગર રહેતીજ નથી. છોકરાંઓમાં નકલ કરવાનો કુદરતી સ્વભાવ હોય છે એ વાત આપણે સઘળા જાણીએ છીએ. બાપ મદિરા પીતો હોય, તો તેનું જોઇને તેનાં છોકરાં તેની પાસે જઈ દારૂ માંગે છે. છોકરાંઓ હંમેશાં એમ સમજે છે, કે બાપ કરે છે તે સારૂંજ કરતા હશે, તેથી તેઓ તેની પાસે જઇ કહેશે કે "બાપા, તમે જે પીઓછો તે હમને પણ આપો." બાપ કહેશે કે 'નહીં, નહીં. એ તો દવા છે. અને તે તમને નુકસાન કરશે." "ચાલ્યાં જાઓ." પણ છોકરાંઓ આ જવાબથી સંતોષ નહીં માનતાં, બાપની ગેરહાજરીમાં, કુંચી

વડે કબાટ ઉઘાડી, બાટલીમાંથી થોડો દારૂ પીએ છે; અને એક વખત એ અમૃત–કહોકે, ઝેરી પ્યાલો–પીધો કે તેમને વારંવાર ચોરી કરીને પણ પીવાની ટેવ પડે છે. આવી રીતે બાપનો દાખલો લઈ છોકરાં પણ વ્યસની બને છે. ભાંગ અને ગાંજાની બાબતમાં પણ છોકરાંઓ બાપનું જોઈને બગડે છે અને એ વાત ઘણાઓને મશહુર હશે. અને હમે ખાત્રી પૂર્વક કહીએ છીએ કે એવાં છોકરાંઓ દુરાચારી, અને વિષયી થાય છે; એટલુંજ નહીં પણ આખરે કંગાળ હાલતમાં આવી દુઃખી જીંદગી ભોગવે છે. વ્યસનીઓની નીતિ, સ્વભાવ, ધર્મ તથા આચાર વિચાર જેવી રીતે ભ્રષ્ટ થઇ ગયલા હોય છે, તેવીજ રીતે તેઓનાં છોકરાંઓનું પણ થાય છે. વ્યસનથી આદમીઓનો સ્વભાવ બગડે છે. તેના મનોવિકાર કાબુમાં રહી શકતા નથી. તે સ્વાર્થી, લંપટ, અને વિષયી થાય છે. આવા દાખલા લઇને તેનાં છોકરાં પણ તેવાંજ થાય તો તેમાં નવાઇ પણ શી? વ્યસની આદમીઓ મ્હોટા જીવના, ઉદાર વૃત્તિના હોવાથી, પૈસો જલ્દી ઉડાવી દેછે. તેઓને મોટાં કરજ થાય છે. તેઓ કંગાળ અને અધમ સ્થીતિમાં આવી પડે છે. આ સઘળાં કરજ અને કંગાળ અવસ્થાનો વારસો તેનાં છોકરાંને ભોગવવો પડે છે; અને એ વારસો–બૂરો, ભયંકર વારસો–તેમના શરીરપર એટલો તો ભારી થઇ પડે છેકે તેના બોજા નીચે તેઓ કચડાઇને મરણતોલ થઇ જાય છે.

આવાં વ્યસન રૂપી બદીને વધતી અટકાવવાને મજબૂત ઉપાયો યોજવાની જરૂર છે. દરેક માણસને માથે એક ગંભીર ફરજ બજાવવાની આવી પડી છે; અને તેને માટે દરેક કેળવાયલો પુરૂષ તૈયાર થશે એવી હમને આશા છે. આપણે ચોપાનીયાં, ન્યુસપેપરો, તથા ભાષણો વડે એ બદી સામે આપણો સખત પોકાર ઉઠાવવાનો છે. દારૂ નિષેધક મંડળીની સંખ્યાનો વધારો કરવાની દરેક આદમીએ મેહેનત કરવી જરૂરની છે. તેમજ આપણે આપણાં છોકરાંઓને એવો ઉત્તમ દાખલો દર્શાવવો જોઈએ, કે જેથી તેઓ દુનીઆમાં બળવાન, સદ્ગુણી અને કીર્ત્તિવાન થાય.

(૬) આપણી રાજદ્વારી ગુલામી અને ગરીબાઇનાં ઘણાં કારણોમાં, મદિરાપાન પણ એક અગ્રેસર કારણ છે. મદિરાપાનથી દેશ અને પ્રજાના માઠા હાલ થાય છે કેટલાક લોકો એમ ધારે છે કે આપણા દેશપર પરદેશીઓ રાજ્ય કરતા હોવાથી, આપણો પૈસો દેશમાં રહેવાને

ખરચે, પરદેશમાં તણાઈ જાય છે, અને તેથી ગરીબાઈ વધતી જાય છે. કેટલાક લોકો એમ માને છે, કે કરના બોજા હદ બહાર વધી જવાથી, લોકો ગરીબી અને ભૂખમરાથી પીડાય છે. વળી બીજા લોકો એમ ધારે છે, કે આપણામાં કુસંપ વધવાથીજ; દેશની પડતી અને માઠી હાલત વૃદ્ધિ પામતાં જાય છે. હવે આ સઘળા વિચારો માટે બેમત હોઈ શકશે, એમ હમે માનીએ છીએ. તો પણ દારૂરૂપી રાક્ષસે, પશ્ચિમ પ્રદેશમાંથી છૂપે વેશે આવીને, આપણા દેશને પાયમાલ કરવા માંડયો છે, અને તેને પરિણામે આપણી રાજદ્વારી ગુલામી અને ગરીબાઈ, તેમજ દેશની પડતીમાં વધારો થતો જાય છે, તે વિચાર માટે કદી પણ બેમત હોઈ શકશેજ નહીં. દારૂના પૂજારીઓ પોતાના તન, મન, નીતિ અને સ્થીતિને હાની કરે છે; એટલુંજ નહીં પણ તેઓ પોતાનાં છોકરાંઓમાં બલકે આખા કુટુંબમાં એ ઝેરી ચેપ દાખલ કરે છે. વાંચક વર્ગ ! હો ! આ દુનિયામાં આપણું કર્તવ્ય શું છે ? ખાવું-પીવું-મોજમઝા કરવીએજ માત્ર આપણું કર્તવ્ય છે ? નહીં-કદી નહીં. આપણે ઘણી ઘણી ફરજો બજાવવાની છે. આપણે ઇશ્વર પ્રત્યેની ભક્તી-મુક્તી રૂપી ફરજ બજાવવાની છે. આપણા પિતરો તરફ કેટલીક ફરજો બજાવવાની છે. આપણે આપણા દેશ તથા જન મંડળ તરફ પણ કેટલીક અગત્યની ફરજ અદા કરવાની છે પણ સૌથી અગત્યની ફરજ આપણે આપણાં સંતાન પ્રત્યે બજાવવાની છે. તેમનું હિત અથવા અહિત કરવું, એ આપણાજ હાથમાં છે. આપણે તેમને પાળી પોષી મ્હોટા કરીશું,-તેમને ઉત્તમ કેળવણી આપીશું-સારા દાખલા દર્શાવીશું-તો તેમની જીંદગી સફળ અને સુખાકારી નીવડશે. પણ એથી ઉલટું, વ્યસનાદિ દુર્ગુણોનો અગત્ય ટોપલો તેમના શિરપર આપણે મુકીશું,-આપણે નિરોગી રહેવાને બદલે, વ્યસની થઈ, આપણાં છોકરાંઓને ગંભીર રોગોનો વારસો આપીશું-તો હું ખાત્રીપૂર્વક કહું છું કે આપણા પછીની પ્રજા આપણા કરતાં પણ વધારે નિર્બળ,-વધારે નિસ્તેજ-વધારે નિર્ધન-અને વધારે અધમ થશે; તેમજ આપણી હાલની અર્ધ ગુલામી સ્થીતિમાં વૃદ્ધિ થયા વગર રહેશે નહીં.

## ભાગ ૨.

### સમાપ્ત.



# આયુષ વધારવાનો ખરો કીમિયો.

## ભાગ ૩.

### જીંદગીના મિત્રોનું સૈન્ય,

અથવા,

### આયુષવૃદ્ધિના સાદા, સસ્તા, સેહેલા, તથા વ્યવહારોપયોગી ઉપાયો.

## જીંદગીના મિત્રો.

આ પુસ્તકના પેહેલા ભાગમાં, આયુષવૃદ્ધિ માટે જેજે વિચારો બતાવી ગયા, તેમાંના કેટલાક ખાત્રી વગરના અને વેહેમાદી માલમ પડયા છે. તેમજ બીજા કેટલાક મતો અને પ્રમાણો એવાં છે, કે જે અનુભવથી સિદ્ધ થઈ શકતાં નથી. તેટલા માટે એ સઘળા વિચારો અને મતો નિરૂપયોગી ગણાય; કારણ કે આપણી ખાત્રી નહીં થવાથી, તે પ્રમાણે ચાલતાં આપણે અચકાયે છઈએ. પણ આ ભાગમાં, આયુષવૃદ્ધિના જેજે ઉપાયો અને સાધનો વર્ણવામાં આવ્યાં છે, તે સઘળાં એટલાં અગત્યનાં અને અનુભવસિદ્ધ છે, કે વાંચક વર્ગની ખાત્રી થયેથી તેને ઉપયોગમાં લઈ, તે પ્રમાણે ચાલતાં, તેઓ કદીપણ અચકાશે નહીં, એવી અમારી પૂર્ણ ખાત્રી છે. એ પ્રમાણે ચાલવાથી આયુષ વધે છે; એટલુંજ નહીં, પણ જીંદગીનું ખરૂં સુખ સંપાદન થાય છે. આ ઉપાયોને જીંદગી**ના મિત્રો** કહીશું.

### પ્રકરણ ૧.

### बालकानां कुमाराणांच तनमननीत्यादिनां शिक्षण पद्धतिः लिख्यते ॥

"The physical treatment of a child, during the first two years of its existence, is, Dr. Hufeland says, a very important factor in regard to its longevity. A child comes into the world, as a being only half finished." * * *

બચ્ચાંની માવજત કરવામાં જેવી સંભાળ રાખીએ, તેવો તેનો બાંધો થાય છે. બચ્ચાંને પહેલા બે [illegible]માં આપેલી શારીરિક તાલીમ તેનું આયુષ વધારવામાં એ[illegible] [illegible]યો સંગીન કરવામાં, ઘણોજ અગત્યનો ભાગ બજાવે છે. [illegible] છે ત્યારે તેના શરીરની બાંધણી ફકત અડધી તૈયાર થયલી હો[illegible] છે; અને જેમ જેમ મોટું થાય છે તેમ તેમ તેના શરીરના જૂદા જૂદા અવયવોના આકાર અને બાંધણીમાં ફેરફાર અને વૃદ્ધિ થતાં જાય છે; અને છેવટે શરીર રૂપી ઘર સંપૂર્ણ બંધાઇ રહે છે. શરીરના સઘળા અવયવોની, જન્મ્યા પછીજ, વૃદ્ધિ થવા માંડે છે. ટૂંકમા ક[illegible] તો, બચપણમાંજ લાંબા અથવા ટૂંકા

આવરદાનો પાયો નંખાય છે; કારણ કે શરીરના મર્મસ્થાનોની સંગીનતા અથવા નબળાઈ પર, આયુષની દોરી વિશેષ લટકેલી રહે છે. કેટલાક સંજોગોને લીધે, શરીરના અવયવોની વૃદ્ધિમાં ખલલ પોહોંચે, અને તેને લીધે તેઓ અપૂર્ણ અથવા નબળા રહે; અથવા તો તેઓ એકદમ વૃદ્ધિ પામે, તો શરીરને ભાંગી જતાં વિલંબ લાગશે નહીં. તેટલા માટે શરીરના અવયવો ધીમે ધીમે સંપૂર્ણ રીતે વૃદ્ધિ પામે, એવા પ્રકારની કેળવણી માબાપે પોતાનાં બચ્ચાંને પેહેલા બે વર્ષમાં આપવી જોઇએ; અને એ કામ પાર પાડવાને નીચે આપેલા નિયમોને અનુસરીને ચાલવું જોઈએ—

(૧) હોજરી, ફેફસાં, ચામડી, હૃદય, રકતાભિસરણનાં મર્મસ્થાનો, તથા તંતુમાળા,—એ સઘળા અવયવો પર આરોગ્યતા તથા આયુષનો આધાર રહેલો છે; અને તે અવયવોને બચપણમાં યોગ્ય રીતે કસરત આપી હોય તો, તેઓ સંગીન અને ટકાઉ થાય છે. દાખલા તરીકે ફેફસાંનો પાયો મજબૂત કરવો હોય તો, બચ્ચાંને અતિશય ગરમ કપડામાં વિટાળી, મ્હોએ માથે ધાબળી ઓરાડી ગુંગળાવી નાંખવું નહીં; પણ મ્હોં ઉઘાડું રાખી ખુલ્લી હવામાં સુવાડવું; તેને બોલતાં તથા ગાતાં શીખવવું; તેમજ ચાલવાની ટેવ પાડવી. આપણામાં ઘણા અજ્ઞાન લોકો બચ્ચાંનું આખું શરીર કપડાંથી ઢાંકી દે છે અને તેને ગુંગળાવી નાંખે છે. એમ કરવાથી બચ્ચાં નબળાં અને દગીયલ થાય તેમાં નવાઈ પણ શી? વળી કેટલાક લોકો, રખેને બચ્ચું ભૂખ્યું રહેશે, એમ ધારી, ધાવણ અતિશય આપે છે; અથવા ધાવણ ઉપરાંત, મીઠા પદાર્થો, રોટલી, પૂરી ઈત્યાદી આપે છે. પણ એવા ભારે પદાર્થો આપવાથી બચ્ચાંની નાજુક હોજરી ભાંગી જાય છે અને બચ્ચું ક્ષીણ થઇ જાય છે, એમ તેઓએ સમજવું જોઇએ. બચ્ચાંને ધાવણ આપવામાં ઉદાર થવું, તેને નબળું કરવા સરખું છે. અતિશય ધવાડવું,-નહીં ધવાડવા જેવું,-બલકે ભૂખે મારવા જેવું છે. તેને પરિણામે શરીરના સઘળા અવયવો ભૂખે મરે છે. માટે ધાવણ થોડું અને નિયમિત વખતે આપવું; અને ૯-૧૨ મહિના સુધીજ ચાલુ રાખવું. ત્યાર બાદ ચોખા, દાળ ઇત્યાદિ હલકા પદાર્થો આપવા શરૂ કરવા. પણ ખાંડ, ઘી, ઇત્યાદિ ભારે પદાર્થો પાંચ વર્ષની ઉમ્મર પછીજ આપવા. કેટલાકલોકો બચ્ચાંને અતિશય ગરમ પાણીએ નવડાવે છે; પણ તેથી કેટલું નુકસાન થાય છે, તે તેઓ જરા પણ સમ-

જતા નથી. ચામડીને મજબૂત કરવી હોય, આસપાસની હવાથી તેનું રક્ષણ થઈ શકે એવી કઠણ કરવી હોય, તો ઉકાયે પાણીએજ ન્હવાડવાની ટેવ પાડવી. નાહી રહ્યા બાદ, શરીરને ઘસીને લુછી નાખવું. ત્યારબાદ રૂતુને અનુકૂળ કપડાં પહેરાવવાં. ઉનાળામાં મલમલનાં વસ્ત્ર પહેરાવવાં; શિયાળા અને ચોમાસામાં, ફલાલીનનાં. હૃદય અને લોહીની ધમનીઓને મજબૂત કરવાને, હલકો તેમજ પૌષ્ટિક ખોરાક ઉકાયા પાણીની અંગોળ, અને નિયમિત કસરતની જરૂર છે. (૨) શારીરિક તેમજ ચેતનશકિતઓને સંપૂર્ણ ખીલવવાને શરીરના સઘળા અવયવોમાં એક સરખી ઉષ્ણતા રહે, એવા ઉપાયો યોજવા જોઇએ. શરીરના સઘળા અવયવોમાં એક સરખા વ્યાપાર ચાલતા હોય તો, આયુષનો પાયો અચલ રહે છે; પણ શરીરના એક ભાગમાં ઉષ્ણતા વધારે હોય, અને બીજામાં થોડી હોય તો, તેથી એક અવયવ મજબૂત રહે છે, પણ બીજો નબળો પડે છે. બચપણમાં છોકરાંને ચોળીને ઉકાયે પાણીએ અંગોળ કરાવવાથી, અને ખુલ્લી હવામાં ફેરવવાથી ઉપર દર્શાવેલો હેતુ પાર પડે છે; તેમજ મોટી ઉમ્મરે યોગ્ય કસરત આપવાથી પણ એ હેતુ સચવાય છે. (૩) શરીરને ટાઢ, તાપ, થાક, અને તૃષા ખમવાની ટેવ પાડવી. તેમ કરવાથી લાગણીઓ કઠણ અને બુઠી થાય છે; મંદવાડની અસર ઝાઝી લાગતી નથી; જીવનક્ષય ઓછો થાય છે; અને રોગાધીનતા ઘટે છે. (૪) રોગના જંતુઓને શરીરમાં પ્રવેશ થતા અટકાવવાને, દરેક રૂતુની શરૂઆતમાં, એક જુલ્લાબ અથવા ઉલટી લેવાં. આ સઘળા નિયમોને અમલમાં મુકવાને, કેવા ઉપાયો લેવા, તે દર્શાવીશું. (૧) બચ્ચાંને પેહેલા બે વર્ષમાં ખોરાક હલકો તથા પ્રવાહી આપવો. અતિશય મીઠો, અતિશય ગરમ અથવા અતિશય થંડો ખોરાક નુકસાનકારક છે; કારણકે તેથી ક્ષય વધે છે અને આયુષ જલદી ઘસાઇ જાય છે. બચપણ માટે, કુદરતે દુધનો ખોરાક નિર્માણ કીધો છે, અને તેજ શ્રેષ્ઠ છે: પેહેલા વર્ષમાં, બચ્ચાંના શરીરમાં ઘણા ફેરફારો થાય છે; ઘણો સમાર અને બગાડ થાય છે, કે જેવો માણસના શરીરમાં કદી થતો નથી. તે પરથી એમ

અનુમાન થઈ શકે, કે બચ્ચાંનો ખોરાક ક્ષયને અટકાવવાને, પુષ્કળ ગરમ હોવો જોઈએ; પણ તેમ નથી. બચ્ચાંની હોજરી નાજુક હોય છે, તેથી વનસ્પતીખોરાક તેને અનુકૂળ આવતો નથી; તેમજ માંસાદિ ગરમ ખોરાક પણ તેને સદતો નથી. પણ દુધ જેવો પ્રવાહી તેમજ પુષ્ટીકારક, અને તેની પ્રકૃતિને અનુકૂળ આવે, એવો કુદરતી ખોરાક તેને જલદી હજમ થાય છે. વળી બચ્ચાંની તંતુમાળા નાજુક હોય છે, અને તેને લીધે તેની લાગણી અને મનોવિકાર સેહેજમાં ઉશ્કેરાઈ જાય છે. કોઇ પણ નજીવા કારણથી તેને તાવ આવે છે; અથવા તો તાણુ આવે છે. બચ્ચાંની પ્રકૃતિ અને લાગણીને લીધે, દુધ જેવો પ્રવાહી અને પુષ્ટીકારક ખોરાક તેને વધારે માફક આવે છે. માટે બચ્ચાંનું આયુષ લાંબું અને સુખી કરવાનો ખરો રસ્તો એકજ છે,— અને તે એ કે કુદરતના નિયમ પ્રમાણે એક વર્ષ સુધી તેને માનું અથવા નિરોગી ધાવનું દુધજ આપવું. હાલના જમાનાના ઘણા લોકો આ કુદરતી નિયમથી ઉલટા ચાલે છે અને તેના માઠા પરિણામો તેઓને ભોગવવા પડે છે. કેટલાક લોકો બચ્ચાંને ચોખા, દાળ વગેરે પદાર્થો આપે છે; પણ એવા પદાર્થોથી બચ્ચાંને દુધ જેટલી પુષ્ટી મળતી નથી; તેમજ તેના શરીરમાં પ્રાણીમય ઉષ્ણતા પણ ઉત્પન્ન થતી નથી: આવો ખોરાક આપવાથી બચ્ચાં નબળાં રહે છે, અને તેને અજીરણ અને ગંડમાળ થાય છે. રોટલી આપવાનો રિવાજ એથી વધારે હાનિકર્તા છે; કારણકે રોટલી, એક પ્રકારનો વનસ્પતીખોરાક છે; તેમજ તેમાં ખટાસ હોય છે, તેથી એવા ભારે પદાર્થોને લોહીમાં લઇ જવાને, નાજુક રસપિંડોને અડચણ નડે છે. અને ગંડમાળ અને ક્ષયનાં બી રોપાય છે. તેટલા માટે પેહેલા વર્ષમાં બચ્ચાં માટે કોઈ પણ ખોરાક અનુકૂળ અને પૌષ્ટીક હોઇ શકે, તો તે દુધ શિવાય બીજો કોઇ નથી, એમ સ્પષ્ટ માલમ પડે છે. વળી કેટલાક સંજોગોમાં; કુદરત બચ્ચાંનો સ્વાભાવિક ખોરાક છીનવી લે છે. મા ધવાડવાને અશક્ત થઈ પડે છે; થાન પાકી આવે છે; અથવા નબળાઇને લીધે દુધ ઉતરતું નથી. આવા સંજોગોમાં નિરોગી ધાવ મળી આવે તો બચ્ચાંનું ભાગ્ય મોટું સમજવું. પણ તે ન મળી આવે તો, આખરે તે બચ્ચાંને

હાથે ઉછેરવાની જરૂર પડે છે. બચ્ચાંને પહેલા પંદર દીવસ સુધી તો તેની માએ ધવડાવવુંજ જોઇએ. ત્યારબાદ બકરી, ગધેડી, અથવા ગાયનું દુધ આપવું. બકરી અથવા ગધેડીનું દુધ તાજું અને ગરમ કીધા વગર આપવું અથવા બને ત્યાં સુધી બકરી અથવા ગધેડીના થાનને વળગાડી બચ્ચાંને ધવડાવવું. ગાયનું દુધ વાપરવું હોય, તો તેમાં થોડું પાણી અને ખાંડ નાંખી ગરમ કરી, ત્યાર બાદ ઉપરની તર કાઢી નાંખી પીવાડવું. આવી રીતે દુધ આપવા ઉપરાંત સાબુ ચોખાની કાંજી પણ પાવી. ( ૨ ) બચ્ચું એક મહિનાનું થાય ત્યારે દરરોજ તેને સ્વચ્છ હવામાં ફેરવવું. જેવી રીતે છોડવાની માવજત કરવામાં તમે સંભાળ રાખોછો, તેને દરરોજ પાણી સીંચોછો, તેવીજ રીતે બચ્ચાંની માવજત કરવામાં પણ સંભાળ રાખવી. તેમ છતાં છોડવાને એક અંધારા ઓરડામાં રાખી મુકશો, તો તે કરમાઈ જશે અને આખરે મરી જશે. તેવીજ રીતે બચ્ચાંને પણ હવા વગરના ઓરડામાં ગોંધી રાખશો, તેને ખુલ્લી હવામાં દરરોજ ફેરવશો નહીં, તો તેની સ્થીતિ પણ છોડવા જેવીજ થશે એમ તમારે ખાત્રીથી માનવું. ખોરાક અને પાણી, જીવરૂપી અગ્નિને સજીવન રાખવાને જેટલાં જરૂરનાં છે, તેટલાંજ જરૂરનાં, બલકે તેથી પણ વધારે, હવા અને અજવાળું છે; અને તે વગર કોઈ પણ આદમીને ચાલતું નથી. તમે કોઇ પણ આદમીનો ખોરાક છીનવી લો, તમે તેનો પાણીનો પ્યાલો ઢોળી નાંખો, તોપણ તે વગર તે જીવી શકશે. તમે કોઇ પણ આદમીની નિદ્રા ભંગ કરો અથવા તેની આશાદેવીને ઠાર કરો,— તોપણ તે વગર તે જીવી શકશે- પણ એક વાર તમે તેની હવા અને અજવાળાં રૂપી અમૂલ્ય છૂટપર તરાપ મારો, અને તે, ક્ષણ માત્ર જીવી શકશે નહીં. કલકત્તાની એક અંધારી અને હવા વગરની કોટડીમાં ૧૪૬ અંગ્રેજોને કેદ કીધા હતા, અને બાર કલાકમાં તેમાંના ૧૨૩ આદમીઓ ગુંગળાઈને મરણ પામ્યા હતા. ત્યારે હવા અને અજવાળાંની દરેક આદમીને કેટલી જરૂર છે અને તે વગર તેની દશા શી થાય છે તેનો, આ, એક આબેહૂબ ઐતિહાસિક દાખલો છે. ( ૩ ) બચ્ચાંને દરરોજ ચોળીને કુમાશે પાણીએ નહવાડવું જોઇએ. ગરમ પાણીથી બચ્ચાંની ચામડી સુંવાળી થાયછે અને તેને

લીધે તેની લાગણીઓ કઠણ થતી નથી. પણ ઉકાયે પાણીએ ન્હવાડવા-થી તેની ચામડી મજબૂત અને કઠણ બને છે; એટલુંજ નહીં પણ તેના તંતુઓમાં કૌવત આવે છે અને ટાઢ, તાપ, તથા રોગ ખમવાની શક્તિ વધે છે. ( ૪ ) બચ્ચાંને અતિશય ગરમ કપડાં પ્હેરાવવાં નહીં. ગરમ હવાવાળા ઓરડામાં રાખવું નહીં. આપણા લોકો બચ્ચાંને મ્હોંએ માથે ઓરાડી, હવા વગરના ઓરડામાં સુવાડે છે, તેથી બચ્ચું ગુંગ-ળાઇ જાય છે અને તેની લાગણીઓ ચંચળ થાય છે; તેને આંકડીઓ આવે છે; વળી તેના તંતુઓ નબળા પડવાથી તથા ઉસ્કેરાઈ જવાથી, જીવનક્ષય વધે છે; લોહીની નળીઓ નબળી અને ઢીલી પડે છે; ચામડી-ની લાગણી ઓછી થાય છે; પુષ્કળ પરસેવો થાય છે; અને શરદી લાગતાં વાર લાગતી નથી. બચ્ચાંને ઘોડીયામાં સુવાડવાનો ચાલ ઘણો વખાણવા લાયક છે. તેમાં જે કપડું વાપરે છે, તે કઠણ અને મજબૂત હોય છે, તેથી બાળકનું શરીર કઠણ અને મજબૂત બને છે-તેમજ બચ્ચું સીધું અને ચતું સૂવે છે, તેથી તેના શરીરના અવયવો,-તેમાં મુખ્યત્વે કરીને તેની છાતી,-નિયમાનુસાર વૃદ્ધિ પામે છે. પણ એથી ઉલટું, બચ્ચાંને પારણામાં સુવાળી ધાબળીપર સુવાડવાથી, તેનો બાંધો ઢીલો થાય છે, તેની ચામડી પોચી થાય છે; શરીરના અવયવો ઢીલા થઈ જાય છે; બચ્ચું ચંચળ અને નાજુક થાય છે; અને ગંડમાળ-ક્ષયની પ્રકૃતિનાં બી રોપાય છે. પૈસાદાર લોકોના બાળકો નાજુક અને નબળાં હોય છે, તેનું કારણ એજ છે. (૫) બચ્ચાંને કપડાં પ્હેરાવવામાં પણ સંભાળ રાખવાની જરૂર છે. બચ્ચાંને બેસતાં કપડાં કદી પણ પ્હેરાવવાં નહીં. કેમકે તેથી તેના અવયવો અને છાતીને સંપૂર્ણ રીતે ખીલતાં અડચણ નડે છે. માટે બચ્ચાંને ઢીલાં કપડાંજ પ્હે-રાવવા. તેમજ કપડાં અને બિછાનાં હમેશાં સ્વચ્છ રાખવાં, કે જેથી જંતુ-ઓની ઉત્પત્તિ થતી અટકે. બચ્ચાંને મજબૂત, ચાલાક, અને ખુશનુમા કરવું હોય તો, હલકો ખોરાક, સ્વચ્છતા, અને અંગોળ વડે, તે કામ સેહેલથી થઈ શકેછે. પણ આવા સેહેલા ઉપાયો વાપરવામાં ગફલતી કર-વાથીજ, બચ્ચાં નબળાં અને માદાં રહે છે બચ્ચાં હમેશાં માંદાં રહેછે, ત્યારે અજ્ઞાન લોકો એમ કહે છે, કે એને તો નજર લાગી છે અથવા ભૂત ભરાયું છે, પણ ગંદવાડ અને અસ્વચ્છતારૂપી ભૂતથી પોતાનાં બચ્ચાંઓ

પીડાય છે અને આખરે મરી જાય છે, એવો ખરો ખ્યાલ તેમના મનમાં આવતો નથી, એ ખેદકારક છે. માટે બચ્ચાંને દરરોજ અંગોળ કરાવી, હલકો ખોરાક ખવાડી, સ્વચ્છ હવામાં ફેરવી, તેનું જતન કરશો, તો ભૂત નક્કી ભાગી જશે.

( ૧ ) હવે બચ્ચાંને બીજા વર્ષથી બારમા વર્ષ સુધી કેવા પ્રકારની કેળવણી આપવી જોઈએ, તે વિષે વિવેચન કરી આ પ્રકરણ પૂરૂં કરીશું. બીજાથી બારમા વર્ષ સુધી, આરોગ્યતાના નિયમો, જે ઉપર ગણાવી ગયા, તેજ પાળવા જોઈએ. તે ઉપરાંત, ખોરાક આપવામાં ઘણી સંભાળ લેવી જોઇએ. જ્યારે બાળક ઉમ્મરે મોટું થાય, ત્યારે ચોખા, દાળ વગેરે આપવાં. તેથી તેનું પેટ ન ભરાય તો, રોટલી આપવી. પણ મસાલાદાર મીઠા પદાર્થો, પૂરી, બરફી, ચાહા, કાફી વગેરે આપવાથી, તેનો બાંધો નબળો પડે છે.

Plain, unadulterated, and simple food is the best; for, many dishes produce many diseases.

(અર્થાત્)સાદો અને સ્વચ્છ ખોરાક ઉત્તમ છે; કારણકે તરેહ તરેહની વાની ખાવાથી ઘણા રોગો પેદા થાય છે. પ્રાચીન ફિલસુફ પ્લિનીનું આ સૂત્ર, જે સ્ત્રીઓ પોતાના બાળકોને ન્યાતમાં સાથે લઇ જઈ તેમને ખુશીમાં આવે તે અબાડવા દે છે, તેઓનાં ભેજાંપર ઠસાવવા માંગીએ છીએ. ગાંમડીયાઓનાં છોકરાં કેવાં મજબૂત હોય છે? અને શેહેરી બાળકો કેવાં નિર્બળ હોય છે. ગામડીયાઓનાં છોકરાં સુકી ભાખરી ખાય છે, તેથી મજબૂત અને નિરોગી રહે છે. પણ શેહેરી બાળકો ન્યાતોમાં જમવા જઇને બરફી, પૂરી, પકવાન ઈત્યાદી તરેહ તરેહની ભારે વાની ખાય છે. હવે આ પદાર્થો ગરમ હોવાથી બાળકોનાં શરીર તવાઈ જાય અને દુબળાં રહે, તેમાં નવાઈ પણ શી? ત્યારે હવે ઉપર જણાવેલા બે પ્રકારના ખોરાકમાંથી, કયો ફાયદાકારક અને શરીરને પુષ્ટી આપનાર હોઇ શકે તે શોધી કાઢી પસંદ કરવાનું કામ, હમે વાંચનારની મુનસફીપર રાખીએ છીએ. તમારે તમારાં છોકરાંને ઢીલાં, નાઠોવતવાન બનાવવાં હોય, તો તેનો ઉપાય સેહેલો છે. પણ તેમને મજબૂત અને તાગાતવાળાં કરવાં હોય, તો તે કામ કપરૂં છે. (જો કે ગામડીઆઓને તે મુશ્કેલ લાગતું નથી, પણ તે તેઓ સમજે છે અને સેહેલથી કરે છે.)

માટે પૈસાદાર લોકો, ગામડીયાઓનો દાખલો લઈ, તે પ્રમાણે પોતાના છોકરાંને કેળવશે તો તેથી ફાયદો થશેજ.( ૨ ) બચ્ચું ત્રણ ચાર વર્ષનું થાય, ત્યારે પણ તેને બ્હાર ફરવા લઇ જવું જોઇએ. ખુલ્લી હવામાં તેને દોડાવવું જોઈએ, અને બાર વર્ષનું થાય, ત્યારે તેને અખાડામાં મુકવું જોઇએ. એમ કરવાથી, સૌથી મોટો ફાયદો એ થાય છે કે, શરીરના અવયવો સંપૂર્ણ રીતે ખીલે છે; પાચનશક્તિ વધે છે; લોહીને પુષ્ટી મળે છે; અને ઘરમાં ગોંધી રાખવાથી જે ખોડખાંપણ થવાનો સંભવ રહે છે, તે પણ દૂર થાય છે. ( ૩ ) કેટલાક લોકો એમ માને છે કે છોકરાંઓને વેહેલાં નિશાળે મુકવાથી ફાયદો છે. કેટલાંક લોભી અને કોડીલા માબાપો, પોતાનાં છોકરાંઓને નાની વયમાં બી. એ. અથવા એમ. એ. ના ખેતાબો મળે એવી આશાથી, તેઓને વેહેલાં નિશાળે મુકે છે. છોકરાંઓને નાનપણથી કેળવવાં, એક ઉમદા વિચાર છે. પણ બચ્ચાંની શકિત ધ્યાનમાં લઇ, એ વિચાર અમલમાં મુકાવો જોઇએ. કેટલાંક છોકરાંઓ પાંચ વર્ષની ઉમ્મરે પાટલે બેસે છે; અને ત્યાં બેસી રહેવાથી તેમજ વિચાર કરવાથી, કેટલી હાનિ થાય છે, તે વાત તેમનાં માબાપો ભાગ્યેજ સમજતાં હશે. એમ કરવાથી તેમના શરીરનો બાંધો તૂટી જાય છે; શરીરના અવયવો, જેવા કે હાથપગ, બરોબર ખીલતા નથી; પણ નબળાઈ અને ગંડમાળ પેદા થાય છે. <u>બચ્ચાંને નિશાળે મુકવાને યોગ્ય વખત સાતમે વર્ષે શરૂ થાય છે</u>. કારણ કે એ વખતેજ તેની શારીરિક અને માનસિક શકિત (અક્કલ), શિક્ષણનો બોજો ઝીલવાને લાયક થાય છે. બાળકોને વેહેલા નિશાળે મુકવાથી જે માઠાં પરિણામો થાયછે, તે, તેની મનશકિતપર બોજો પડવાથી જેટલાં ઉત્પન્ન થાય છે, તેથી વધારે,—ગોંધાઈ રહેવાથી,—એક જગાએ બેસી રહેવાથી,—અને નિશાળની બગડેલી, ગંધકીવાળી હવાથી,—થાય છે. આવી રીતે વેહેલા નિશાળે મુકવાથી, છોકરાંઓપર શારીરિક અને માનસિક—એવો બેવડો—મારો પડે છે. તેટલા માટે દરેક બાળકને સાતમે વર્ષે નિશાળે મુકવું--એજ ડહાપણનું કામ છે; કારણકે તેમ કરવાથી, તેનું શારીરિક અને માનસિક—એ બન્ને હિતો--સચવાઇ શકેછે.

## પ્રકરણ ૨.

જુવાનીમાં શરીરને તેમજ મનને ખૂબ કસવાની જરૂર-તેમ કરવાથી જીંદગી વધારે ટકે છે.-સુખીયો સંસાર.

A sacred burden is this life ye bear;
Look on it, lift it, bear it solemnly;
Stand up and walk beneath it steadfastly;
Fail not for sorrow, falter not for sin,
But onward, upward, till the goal ye win
(Kemble).

... ... ... ... ... ... ... ... ... ... ... ... ...

Of earthly goods, the best is a good wife;
A bad, the bitterest curse of human life.

... ... ... ... ... ... ... ... ... ... ... ... ...

જુવાનીમાં શરીરને ખૂબ કસવાથી, શ્રમ વેઠીને પૈસો પેદા કરવાથી, તથા પરમાર્થનાં કામો કરવાથી, આયુષની દોરી મજબૂત થાય છે; ઘડપણમાં દુઃખ પડતું નથી; શરીરનો બાંધો મજબૂત થાય છે; રોગાધીનતા કમી થાય છે, અને લાંબુ તેમજ સુખી આયુષ પ્રાપ્ત થઈ શકે છે, એથી ઉલટું, જે આદમી પોતાની જુવાનીના દિવસો સુખચેન અને આળસમાં ગાળે છે, તેની જીવનશક્તિ કરમાઈ જાય છે; તેની સ્થીતિમાં સુધારો થતો નથી; ઘડપણમાં પૈસે ટકે દુઃખી થવાથી તેને બેવડી વિટંમણા પડે છે. ફિકર ચિંતા રૂપી આધિ તેને રીબાવે છે, અને છેવટે તેની જીંદગી ટૂંકી અને દુઃખી થાય છે. જે આદમી લાંબી અને સુખી જીંદગીનો લ્હાવો લેવા ઇચ્છતો હોય, તેણે તો પોતાની જુવાનીના દિવસો ઉદ્યોગ અને મેહેનતમાં ગાળવા જોઇએ. લશ્કરી આદમીઓ, ખલાસીઓ, અને મજુરોને જુવાનીમાં મહેનત અને શ્રમ વેઠવાની ટેવ હોય છે. અને તેથીજ તેઓ લાંબું આયુષ ભોગવે છે. મિટલ સ્ટેટ નામનો સખસ ૧૮ વર્ષની ઉમ્મરે લશ્કરી સિપાઇની નોકરીમાં દાખલ થયો હતો, અને પ્રશીયન લડાઇઓમાં તેણે ભાગ લીધો હતો. આ સખસ ૧૧૨ વરસની મ્હોટી વયે મરણ પામ્યો હતો.

સુખીયો સંસાર પણ આયુષ વધારવાનું એક ઉત્તમ અને અલૌકિક સાધન છે. લગ્નમાં જોડાવાથી આદમીનો પ્રેમ સ્થિર રહે છે. અનીતિનાં કામો કરતાં તે અટકે છે. વળી જે લોકો ચિરંજીવી થઈ ગયા છે, તે સઘળા પરણેલા હતા. લગ્ન કરવાથી કુટુંબમાં ખુશાલી વ્યાપે છે; અને એ ખુશાલી શરીર અને મનને પુષ્ટીકારક થઇ પડે છે. ફિકર ચિંતા, આશા, ઉમંગ, વગેરે મનોવિકારો કાબુમાં રહે છે અને મનોવૃત્તિઓ સ્વચ્છ અને શાંત થાય છે. લગ્ન, એક ધર્મ સંબંધી પવિત્ર ગાંઠ, છે; અને સાંસારિક, સાર્વજનિક અને ધાર્મિક સુખનું મૂળ છે. પરણેલો આદમી, બેકનના મત પ્રમાણે, રાજ્યનો સ્થંભ ગણાય છે. તેની સ્ત્રી અને છોકરાંઓ, તેના સુખ દુઃખના સંગી થઇ, તેને દિલાસો અને ધીરજ આપે છે. તેનું હૃદય પ્રફુલ્લીત રહે છે, અને તેની જીંદગી લાંબી અને સુખી થાય છે. પણ એથી ઉલટું, કુંવારો આદમી હમેશાં દુઃખીયો રહે છે. તે, અહંકારી, અસ્થિર મનનો, અને સ્વાર્થી હોય છે. તેની લાગણીઓ તથા મનોવૃત્તિઓ, એકાંત સ્થીતિમાં રહેવાથી, તથા કુટુંબ પરિવારની વાસનાથી વિરક્ત રહેવાથી, કઠણ અને ક્રુર થાય છે. મનુષ્યજાતને માટે, પોતાનાં સ્નેહીઓ માટે, તેમજ પોતાના દેશ માટે, તેને કાંઇ પણ લાગતું નથી. તે પોતાનો સ્વાર્થ સાંધવામાંજ તત્પર રહે છે. માણસે લગ્ન કરવું, એ સ્વાભાવિક છે. લગ્ન કર્યા વગર કોઈ પણ સુખી થઇ શકતું નથી. કુંવારા માણસો હમેશાં અસંતોષી અને ઠેકાણે પડયા વગરના, રહે છે. કુંવારો પુરૂષ અથવા સ્ત્રી ૬૦ વર્ષની વયે કવચીતજ પોહોંચે છે, અને તેમની મોટી સંખ્યા દિવાનાશાળામાં જાય છે. કુંવારી સ્થીતિ જીંદગીનો કટ્ટો વેરી છે. ટૂંકમાં કહીએ તો એવાં આદમીઓની જીંદગી કદી પણ સુખી અને લાંબી થતી નથી. આ સંસારમાં કાઈ એવાં સંકટો માણસને માથે આવી પડે છે કે, તેનો ફટકો લાગતાંજ, પુરૂષ ગભડી પડે છે. કોઈ દુઃખે તેના ઉપર હુમલો કર્યો કે, તે ચતોપાટ-થઇ જાય છે. ત્યારે આવે પ્રસંગે સ્ત્રીની ખરી હિંમત, ખરી સહનશીલતા, અને ખરૂં શૌર્ય અત્યંત ઝળકી નીકળે છે. તે, એવી રીતે પડેલા પુરૂષને, ઉઠાડે છે, તેને ખુશ કરે છે, તેને ઉત્સાહ આપે છે, અને તેના દુઃખી દિલને આસ્તે આસ્તે શાંતિ આપવાને, એવી તો મથન કરે છે કે અવશ્ય.

પોતાના દાખલાથી તેને ધીરજ ધારણ કરવા સમજાવે છે; પોતાની પ્રીતિથી તેનામાં બળ રેડે છે; અને છેવટે તેના ભાંગી પડેલા નસીબ ચક્રને, ખાંધ આપી ઉંચકવાને, પોતાના મૃદુશબ્દોથી, તેને રસ્તો દેખાડે છે; એટલુંજ નહીં, પરંતુ જે સુખદસ્થીતિ પુરૂષના હસ્તમાંથી જતી રહી હોય, તે આનંદદાયક સ્થીતિ, તેનીજ મારફતે-તેજ પ્રાપ્ત કરાવે છે.

સ્ત્રી, ગ્રહરાજ્યનો પ્રધાન, છે; અને રાજાને ખરે માર્ગે લઈ જનાર તેનો પ્રધાન હોયછે, તેવી રીતે, જ્યારે સંકટોથી પીડાવાને લીધે, આદમીના હોંજા ગગડી જાય છે, શરીર નખાઈ જાય છે, તેવે પ્રસંગે, દિલાસા તથા ધીરજરૂપી મીઠાં વેણો ઓચરીને, પોતાના ધણીને સંકટમાંથી તારનાર, સ્ત્રી શિવાય બીજું કોઈ પણ હોતું નથી. દરેક સદ્‌ગુણી સ્ત્રીના અંતઃકરણમાં, ઐશ્વરી દૈવતનો તનખો વાસો કરી રહેલો હોય છે. એ તનખો સંપત્તિ સમયે ઝાંખો પડી રહે છે; પણ વિપત્તિકાળમાં ચળકી ઉઠે છે; ઝળકી રહે છે; તેજમય પ્રકાશી રહે છે. ખરૂં જોતાં, લગ્ન કરીને સુખીયો સંસાર ભોગવવાને જે આદમી શક્તિવાન થાય છે, તેજ અવશ્ય કરીને લાંબા અને સુખી આયુષનો ભોક્તા થાયછે. સર્વે પ્રકારની દોલતમાં, 'સદ્‌ગુણી વહુ' એક ઉત્તમ દોલત ગણાય છે. સારે મિડલટન નામનો કવી તેની પ્રશંસામાં જે કહી ગયો છે તે નીચે આપી, આ પ્રકરણ સમાપ્ત કરીશું:—

"The treasures of the deep are not so precious
As are the conceal'd comforts of a man
Locked up in woman's love. I scent the air
Of blessings, when I come but near the house.
What a delicious breath marriage sends forth.
The violet bed's not sweeter."

* * * * *

## પ્રકરણ ૩.



### નિદ્રા તથા શારીરિક કસરતથી થતા ફાયદા.

Sleep that knits up the ravelled sleeve of cares,
The death of each day's life, sore labour's bath,

Balm of hurt minds, great nature's second course,
Chief nourisher in life's feast......(Shakespeare).
Labour is life ! 'Tis the still water faileth;
Idleness ever despaireth, bewaileth;
Keep the watch wound, for the dark night assaileth;
Flowers droop and die in the stillness of moon.
Labour is glory ! The flying cloud lightens;
Only the waving wing changes and brightens;
Idle hearts only the dark future frightens;
Play the sweet keys, wouldst thou keep them in tune !
* * * * (Mrs. Frances Osgood).

કુદરતના સર્વે નિયમોમાં, નિદ્રા, એક ઉત્તમ નિયમ છે. પાછળ જણાવ્યા પ્રમાણે, જીવનરૂપી વરાળયંત્ર, શારીરિક વ્યાપારો ચલાવવામાં નિરંતર ગુંથાયલું રહે છે; તેથી નિયમિત વખતે, તેના જીવનરૂપી ક્ષયને હદબ્હાર વધતો અટકાવવાને, તેને આરામ આપવાની જરૂર પડે છે. મીઠીનીદ, થાકી ગયલા,-વરાળની ગરમીથી તપી-ગયલા,-વરાળયંત્ર (શરીર)ની વારે ધાય છે; અને શરીર તથા મન તેની મોહિનીમાં ગ્રસ્ત થઇ જાય છે,-ચેતનરહિત થાય છે,-સમાધિ પ્રાપ્ત કરે છે. માણસ દર સવારે જાણે પુનર્જન્મ લેતો હોય, એવી તેની સ્થીતિ થાય છે. અહો ! દયાળુ પરમાત્મા ! તારી શક્તિ અગાધ છે ! જે નિયમો તેં ઘડયા છે, તે મનુષ્યના સુખ માટેજ કર્યા છે, અને જે આદમી તેનું ઉલ્લંઘન કરે છે, તે દુઃખી થાય છે. કેટલાક લોકો એમ કહે છે કે, જેમ બને તેમ થોડું ઊંઘવાથી, આયુષ વધે છે. પણ એ વિચાર વૈદક નિયમોથી ઉલટો છે. તેમજ અનુભવપરથી આપણે જોઇએ છીએ કે રેલ્વે તથા તારખાતાંના નોકરો, જેઓને આખીરાત જાગવું પડે છે, તેઓ કદી પણ દીર્ઘાયુષી થતા નથી. તેમજ તેઓ કદી પણ ચાલાક અને ચંચળ રહેતા નથી; પણ રોગાધીન થાય છે. એથી ઉલટું, જે લોકો રાત્રે નિદ્રા-

મિત નિદ્રા ધારે છે, તેઓ ચાલાક, ચંચળ, નિરોગી રહે છે. 'મીઠીનીંદ,' એક ઇશ્વરી બક્ષીસ છે, માટે તેનો લ્હાવો દરેક આદમીએ લેવો જોઈએ.

'આશા અને નિદ્રા, આદમી પાસેથી છીનવી લઈશું, તો તેની સ્થીતિ કંગાળ અને દુ:ખી થશે' એમ એક વિદ્વાન કહી ગયો છે, તે ખોટું નથી. માટે જે આદમીને દીર્ઘાયુષી થવાની વાંછા હોય, તેણે નિદ્રાદેવીની યથાવિધિ ઉપાસના કરવામાં મશગૂલ રહેવું. સુવાનો ઓરડો શાંત અને એકાંત રાખવો જોઇએ. તેમજ તેમાં દીવો કદી પણ બળતો રાખવો નહીં; કેમકે તેમ કરવાથી હવા ઓછી થાય છે, અને આપણી જ્ઞાનેદ્રિયોપર અસર થવાથી, આત્માને નિરાંતે નિદ્રા આવતી નથી. જે લોકો સુવાના ઓરડામાં બત્તી રાખે છે, તેઓએ આ સલાહપર ધ્યાન આપવું જોઇએ. જીંદગીનો ઘણો ભાગ આપણે સુવાના ઓરડામાં ગાળીએ છીએ, તેથી તે ઓરડાની હવા ઘણીજ સ્વચ્છ રાખવી જોઈએ. તે ઓરડો મ્હોટો અને ઉંચાણમાં હોવો જોઇએ; અને દિવસે તેની બારીઓ ખુલ્લી રાખવી જોઈએ; પણ રાત્રે ઋતુ પ્રમાણે બંધ કરવી જોઈએ. સૂતી વખતે વાળુ કદી પણ કરવું નહીં. બેચાર કલાક અગાઉ વાળુ કરવું અને ફક્ત થોડો ખોરાક ખાવો. (આ સૂત્ર પારસી, મુસલમાન, તથા યુરોપીયન લોકોએ વિશેષ ધ્યાનમાં રાખવું જોઈએ, કેમકે તે લોકો સૂતી વખતે માંસ મદિરાદિ ગરમ પદાર્થો ખાય છે.)

બિછાનામાં હંમેશાં ચતા અથવા પાસાપર સૂવું; કેમકે તેમ કરવાથીજ લોહી શરીરના સઘળા અવયવોમાં ફરી શકે છે. બચ્ચાંઓ તથા છોકરાંઓના અવયવોમાં જે ખોડખાપણ વારંવાર જોવામાં આવે છે, તેનું કારણ આપરથી સ્પષ્ટ માલમ પડી આવે છે; અને તે એકે તેઓ ગમે તેમ આડાંઅવળાં સૂવે છે. તેટલા માટે એવી ખોડ ખાંપણ થતી અટકાવવાને ઘોડીઉં વાપરવું જોઈએ. પૈસાદાર લોકો પારણામાં પોતાનાં છોકરાંને સુવાડે છે, તેને લીધે એવાં બાળકોના હાથપગમાં ખોડ રહી જાય છે. માટે બચ્ચાંઓ તથા છોકરાંઓને પારણામાં સુવાડવાને બદલે ઘોડીયામાં સુવાડવાં, અને તેમ કરવાથી શો ફાયદો થાય છે તે પાછલા પ્રકરણમાં સમજાવ્યું છે. વળી કેટલાક લોકોને સૂતી વખતે વાંચવાની, અથવા વાંચતાં વાંચતાં ઉંઘી જવાની, ખરાબ ટેવ

હોય છે. પણ એમ કરવાથી મગજમાં લોહી વધે છે અને આત્માને સંપૂર્ણ નિદ્રા મળતી નથી. તેમજ ક્ષયની વૃદ્ધિ થાય છે. માટે એવી ખરાબ ટેવ દૂર કરવી જોઇએ. શરીર અને મન, બન્નેને, એક સરખી નિદ્રા મળે, તોજ શરીરનો સંપૂર્ણ જીર્ણોદ્ધાર થાય છે. આગગાડીમાં જે લોકો ઉંઘે છે, તેઓને ક્ષય પેદા થાય છે; કારણ કે તેથી ફક્ત મનનેજ નિદ્રા મળે છે; પણ શરીરને આચકા આવવાથી, તેને બરોબર આરામ મળતો નથી. વળી કેટલાક લોકો એમ માને છે કે રાત્રે અગર દિવસે ચોક્સ વખત નિદ્રા લેવાથી એક સરખોજ લાભ છે. કેટલાક વિદ્યાર્થીઓ રાત્રે અભ્યાસ કરે છે અને દિવસે ઉંઘે છે. તાર અને રેલ્વે ખાતાનાં ઘણા નોકરો આખી રાત જાગે છે અને દિવસે ઉંઘે છે. આવી ટેવથી તેઓમાં ક્ષય પેદા થઇ, જીંદગી કેટલી ટૂંકી થાય છે તે આપણે જોઇએ છીએ. નિદ્રા માટે, રાત્રીનોજ વખત, કુદરતે નિર્માણ કીધો છે, અને તેનાં કારણો ઘણાં છે. દિવસમાં જીવનવ્યાપાર ચાલ્યાં કરે છે, તેને પરિણામે સંધ્યાકાળે શરીરની ઉષ્ણતા વધે છે અને તાપ આવે છે. અર્થાત્ આદમી થાકી જાય છે, તેથી તેને સુસ્તી અને નિદ્રા આવે છે. શરીરમાં જે ક્ષય થાય છે તે, ઉંઘમાં, પરસેવાવાટે, નીકળી જાય છે અને શરીરની શુદ્ધિ થાય છે. આવી રીતે જીંદગી ટકાવી રાખવાને, નિદ્રા, એક અમૂલ્ય કુદરતી ઔષધ છે, અને તેનો લાભ સર્વ જ્ઞાની પુરૂષો લે છે. મનુષ્યની જીંદગીમાં, દિવસ, એક ઐતિહાસીક પૃષ્ટ છે, અને તેનો પેહેલો ભાગ, (પ્રાતઃકાળ) તરૂણાવસ્થા દાખવે છે; બીજો ભાગ, (મધ્યાન્હ) યુવાવસ્થા સૂચવે છે; અને ત્રીજો ભાગ, (સંધ્યાકાળ તથા રાત્રી) વૃદ્ધાવસ્થા દર્શાવે છે. ત્યારે વૃદ્ધાવસ્થાએ શ્રમ કરવાથી શો ફાયદો? સંધ્યાકાળે મેહેનત મજુરી કરવાથી પણ શો ફાયદો? ખરૂં જોતાં ઉદ્યોગ અને શ્રમ કરવાનો વખત સવારથી સાંજ સુધીનો છે. કેમકે તે વખતે દરેક આદમીમાં વિશેષ તાગાત અને ઉત્સાહ હોય છે. પ્રાતઃકાળે કુદરતની સઘળી વસ્તુઓ મનને આલ્હાદકારક અને શરીરને પુષ્ટીદાયક થઇ પડે છે. તેને લીધેજ સવારે ઉદ્યોગી અને મેહેનતુ થવાનો વધારે ઉત્સાહ અને ઉમંગ પ્રાપ્ત થાય છે. શરીરના અવયવોને થાકમાંથી મુક્ત કરીને વિશ્રાંતિમાત્ર આપવાનો, નિદ્રાનો હેતુ નથી. પણ જીંદગીના રક્ષણ અને

ટકાવ માટે પણ નિદ્રાની જરૂર છે. જે આદમી બરોબર નિદ્રા લેતો નથી, તેના શરીરમાં ક્ષય પેદા થાય છે અને તેનું ગાત્ર જીર્ણ થઇ જાય છે. તેનો ચ્હેરો ફીકો અને તેજ હીન થાય છે: ખાવાપીવામાં નિયમની જરૂર હોય છે, તેમજ ઉંઘવામાં પણ નિયમ પાળવાની જરૂર છે. દરેક આદમીએ ૬-૮કલાક ઉંઘવુંજ જોઇએ. અતિશય ઉંઘવાથી, શરીરના બગડેલા રસાદિ પદાર્થો એકઠા થાય છે, અને મર્મસ્થાનોને ઢીલાં કરી નાંખે છે. આવાં કારણોથી છેવટે ક્ષય પેદા થઇ જીંદગી ટૂંકી થાય છે.

... ... ... ... ...

શારીરિક કસરતથી શા શા ફાયદા થાયછે તે, આ પુસ્તકના પેહેલા ભાગમાં, બતાવી ગયા છીએ. માટે અત્રે તે વિષે કાંઇ બોલવા માંગતા નથી. પણ તત્સંબંધી નિયમો તથા તેથી આયુષને પ્રાપ્ત થતા ફાયદાઓ વિષે વિવેચન કરવા માંગીએ છીએ. માણસના શરીરની બાંધણીપરથી સ્પષ્ટ માલમ પડે છે કે તેને કસરત અથવા હાલન ચાલન ક્રીયાની અતિશય જરૂર છે. સઘળી જીવવાળી સ્રષ્ટી હાલન ચાલન વડેજ ટકી રહેલી છે, અને હાલન ચાલન, એ એક કુદરતી નિયમ છે.

ઉદ્યોગ અને કસરતથી પુરૂષ આરોગ્યવાન, અને વીર્યવાન થાય છે; અને સ્ત્રી તેજસ્વી અને પરિવારવાળી થાય છે. મહાન ફ્રેડરીક કહે છે કે આપણને ડાગની ગાડી હાંકનારનો જન્મ આપ્યો છે. આપણે બેઠા બેઠા વિદ્વત્તા મેળવીને જીંદગી ગાળવાની નથી. પણ વિદ્વત્તા મેળવવા સાથે, આયુષ રક્ષણાર્થે, શરીરને પણ કસવાની જરૂર છે. જે આદમી ચાલે છે-ટટાર રહે છે-તેનું નસીબ પણ ચાલાક રહે છે; પણ જે આદમી ઉંઘે છે-પડી રહે છે-તેનું નસીબ તો પડી રહે છે,-સુસ્ત પડી રહે છે. વળી જે લોકો ચિરંજીવી થઇ ગયા છે, તેઓ હમેશાં ખુલ્લી હવામાં પોતાના શરીરને થોડો વખત રગડતા હતાં. ખાવાપીવા તરફ આદમીની પ્રેરણા બુદ્ધિ સ્વાભાવીક રીતે દોરાય છે, તેવીજ રીતે હાલનચાલન તરફ પણ તેનુ આકર્ષણ થાય છે. એક બાળકનો દાખલો લઇશું તો તેપરથી જણાશે કે જન્મ્યા કેડે તુરત તે હાલવા માંડે છે, રડે છે, અને શરીરના અવયવોને જાણે કસરત આપતું હોય: એમ કરે છે. પણ તે કદી બેસી રહેતું નથી. હિલચાલ, એક કુદરતી નિયમ છે, અને દરેક આદમીએ તે પ્રમાણે ચાલવુ જોઇએ. સવારે અથવા સાંજે એક

કલાક પર્યંત ખુલ્લી હવામાં શરીરને ખૂબ કસવું જોઇએ. ત્યારબાદ અંગોળ કરીને, ખોરાક ખાવો જોઇએ. શરીરની સાથે મનને પણ કસવાની જરૂર છે; કારણ કે મન આરોગી હોય તોજ શરીર આરોગી રહે છે. માટે એ પ્રમાણે ચાલવાથીજ આયુષ લાંબું થઇ શકશે, એમ દરેક આદમીએ ખાત્રીથી માની લેવું જોઈએ. બાગ-બગીચામાં, અથવા દરિયા કીનારે આવેલી જગામાં, અથવા તીર્થના સ્થાનોમાં, ફરવા હરવાની કસરત-બીજી કસરતો કરતાં વધારે લાભકારી છે; કેમકે તેથી શરીરને પુષ્ટી મળવા સાથે, મન, (આત્મા) વિવિધ પ્રકારની કુદરતી અને મનોરંજક વસ્તુઓનાં દર્શનથી, પ્રફુલ્લીત અને આરોગી થાય છે.

એક બાબત હગે વાંચનારના મગજપર ઠસાવવાની વિસરી ગયા છૈએ; અને તે એકે હદબ્હાર કસરત કરવાથી, અનિયમિત અને શરીરના ગજા ઉપરાંત દાંત પીસીને કસરત કરવાથી,-નિખાલસ જેવા ભારે ખોજાવાળા પદાર્થો હંમેશાં ખેલવાથી,-તેમજ કસરતને એક વ્યસન જેવું કરી નાંખવાથી, આયુષ ટૂંકું થાય છે. અંતઃકરણના રોગો, અજીરણ, અતિસાર, ક્ષય ઇત્યાદી ગંભીર રોગો, તાલીમબાજો અને ખલાસીઓમાં વિશેષ દ્રષ્ટીગોચર થાય છે, તેનું કારણ એજ છે. કેટલાંક આદમીઓ હમે એવાં જોયાં છે, કે જેઓ ભરજુવાનીમાં, તાલીમના પ્રતાપે, વાઘ અને સિંહ જેવા લાગતા હતા; પણ સંસારી ઝુંસરીમાં જોડાયા બાદ, દગીચેલ અને હાડપિંજર જેવા થઇ, ટૂંક ઉમ્મરે મરણ પામ્યા છે. તેટલા માટે ખાવાપીવામાં અને બીજી બાબતોમાં નિયમ રાખવાથી ફાયદો થાય છે, તેમજ કસરતમાં પણ નિયમ રાખવાથી ફાયદો થાય છે, એમ દરેક વાંચનારે ધ્યાનમાં રાખવું જોઈએ.



## પ્રકરણ ૪.

### ખુલ્લી અને સ્વચ્છ હુવામાં રહેવાથી થતા ફાયદા.

'Pure air is the only fountain, wherein life drinks its vital draughts.......................... ... ...... ...

આપણી જીંદગીના ટકાવ માટે જેજે ચીજોની જરૂર છે, તેમાં સૌથી અગત્યની, હવા છે. ખોરાક શિવાય આપણે ઘણાક દિવસો કાઢી

શકીયે. પાણી વગર પણ કેટલાક કલાક ચલાવી શકીયે; પણ હવા વગર આપણે ક્ષણમાત્ર પણ જીવી શકતા નથી. જેમ જીંદગી માટે હવાની પ્રથમ જરૂર છે, તેમ શરીરને તંદુરસ્ત રાખવાને ચોખ્ખી હવાની જરૂર છે. મોટા શેહેરોમાં જે મરણો થાય છે તેની ટીપ તપાસતાં માલમ પડે છે, કે ઘણાક આદમીઓ, અને બચ્ચાંનો મોટો ભાગ, અસ્વચ્છ હવાથી પેદા થતાં દરદોને લીધે મરણ પામે છે. અસ્વચ્છ હવા આપણી તંદુરસ્તીપર કેવી ખરાબ અસર કરે છે, તે વિષે ગરીબ કામદાર લોકોની તંદુરસ્તીની હાલત જેઓ તપાસશે, તેઓની ખાત્રી થયા વગર રહેશે નહીં. ગરીબાઈ અને ભૂખમરો વસ્તીના વધારાનાં પરિણામો છે; વસ્તી વધવાથી સ્વચ્છ હવા ખૂટી પડે છે અને બગડે છે. તે ઉપરાંત, ગીચોગીચ ઘરોવાળા મોહોલ્લાઓની અસ્વચ્છ હવા તથા બીજી ગંદકીને લીધે પણ ઘણાં મરણો નિપજે છે.

આપણે જે હવા શ્વાસમાં લઈએ છીએ, તેમાં ત્રણ પ્રકારના વાયુ હૈયાત છે. (૧) ઑક્ષીજન; ( ૨ ) નાઈટ્રોજન; ( ૩ ) કાર્બોનિક એસીડ. હવે આવી હવા શ્વાસમાં લીધા પછી, શરીરમાં તેનું શું થાય છે તે જાણવું જરૂરનું છે. પ્રથમ તો હવા આપણા નાકવાટે દાખલ થાય છે; નાકના પાછલા ભાગ આગળ એક નળી ગોઠવેલી હોય છે અને તે આપણા ગળામાં ઉતરે છે. ગળામાં થઈ, એ નળી છાતીમાં જાય છે અને છાતીમાં દાખલ થયા પછી, તેના બે ભાગ થાય છે. જમણો ભાગ જમણા ફેફસામાં જાય છે; અને ડાબો ભાગ ડાબા ફેફસામાં. માણસને બે ફેફસાં હોય છે; અને હવા નાક વાટે થઈ, ગળામાંની નળીવાટે છાતી માંહેની નળીમાં ઉતરે છે અને ત્યાર બાદ બંન્ને ફેફસામાં જાય છે. ફેફસાં અતિસૂક્ષ્મ કોથળીઓના બનેલાં છે, અને તેમાં હવા દાખલ થવાથી કોથળીઓ ભરાઈને ફૂલી જાય છે. અને કોથળીની અંદરની બાજુ હવાથી ભરાઈ જાય છે, તેજ વેળાએ દરેક કોથળીની બાહારની બાજુએ થોડુંક લોહી આવીને એકઠું થાય છે. એ લોહી આપણા આખા બદનમાં સઘળે ફરીને આ ઠેકાણે જમાવ થાય છે. હવે જે લોહી આપણા શરીરમાં ફરે છે તે, દરેક અવયવને જોઈતો ખોરાક આપતું આપતું, તથા તેમાથી નીકળતો કચરો સાથે લેતું લેતું, આપણાં ફેફસાંની કોથળીઓની બાહારની બાજુએ આવી પોહોંચે છે, તેજ

જખતે એ કોથળીઓની માંહેની બાજુ, શ્વાસમાં લીધેલી હવાથી, ભરાઇ જાય છે. આપણી હવામાં 'ઑક્ષીજન' વધારે હોય છે અને 'કાર્બોનીક ઍસીડ' જુજ હોય છે; તેથી બગડેલું લોહી, કોથળીની અંદરની હવામાંથી 'ઑક્ષીજન' ચુસી લે છે અને પોતાની પાસે જે 'કાર્બોનીક ઍસીડ' પુરાતમાં પડેલી હોય છે, તેને ફેફસાંની કોથળીમાં ફેંકે છે. એ પ્રમાણે કોથળીની અંદરની હવા બગડી જાય છે અને લોહી સ્વચ્છ થઇ, ચાલતી પકડે છે. કોથળીમાંની હવા કે જે ઝેરી થાય છે, તે પ્રશ્વાસ વાટે બ્હાર નીકળી જાય છે અને 'ઑક્ષીજન' તેમાં આવવાથી તે હવા શુદ્ધ થાય છે. કુદરતના મોટા કારખાનામાં, કોઈ પણ ચીજ નકામી પેદા થતી નથી. ઝાડપાન, આપણા શરીરમાંથી નીકળતી હવા, પોતાના દમમાં લઇ, તેમાંથી 'કાર્બોનીક ઍસીડ' ચુસી લે છે, અને તેને ઠેકાણે 'ઑક્ષીજન' પેદા કરી હવાને પાછી સ્વચ્છ કરે છે. એ પ્રમાણે ઝાડપાન આપણે માટે જીવે છે, અને આપણે તેને માટે જીવીએ છિએ. ઝાડપાન આપણી સેવા માત્ર દિવસેજ કરે છે; રાત્રે તો તેઓ 'ઑક્ષીજન' ચૂસી લઇ 'કાર્બોનીક ઍસીડ' પેદા કરે છે. તેટલા માટેજ બાગ બગીચામાં રાત્રે ફરવા જવું જોખમકારક થઇ પડે છે. દરીયાઓ તથા મહાસાગરો પણ ઝાડપાનની માફક, આપણી સેવા કરે છે. માણસ, પશુ, પક્ષી, ઝાડપાન, અને જીવજંતુ ઇત્યાદિ, પોતાના શ્વાસ વાટે જે ખરાબ હવા હર ઘડીએ બાહાર કાઢે છે, ને સઘળી ઝેરી અને ગંદકીથી ભરપૂર હવા, પવનના ઝપાટા સાથે, જમીનની સપાટી છોડી, દરિયાપર ઘસડાઇ જાય છે. તેમજ નદીઓમાં જે ગંદકી આપણે ફેંકીએ છીએ, તે પણ દરીયામાં ઘસડાઇ જાય છે. એવી રીતે, આ મોટા પેટવાળા પાણીરૂપી રાક્ષસો સઘળી ગંદકી ભક્ષ કરી જાય છે, પણ તેના બદલામાં, આપણને કામ લાગે એવી વસ્તુઓ, તેઓ આપણને આપે છે. સૂરજની ગરમીથી સાગરોનું પાણી ગરમ થઇ, વરાળના આકારમાં, જમીનનું તળીયું છોડી, આકાશપર ચડે છે. એ વરાળનાં વાદળાં બંધાઇ આપણને વરસાદ પુરો પાડે છે. હવા અને પાણી, આવી રીતે નિરંતર મુસાફરી કર્યાં કરે છે, અને એ મુસાફરી એક ઘડીભર પણ બંધ થાય તો. પ્રાણી માત્રનો સમુળગો નાશ થાય. સ્વચ્છ હવા જીંદગીને અમૃતરૂપ થઇ પડે

છે; પણ અસ્વચ્છ હવા વિષરૂપ થઈ પડે છે. તેટલા માટે દરેક આદમીએ પોતાની જીવનશકિતના ટકાવ માટે, ગામ અથવા શેહેરની બાહાર ફરવા જઈ, નિરંતર સ્વચ્છ હવા પીવી જોઇએ. હરવા ફરવા જવાનો હેતુ ફકત શરીરને કસરત આપવાનો નથી. તેથી જીવનશકિતને પણ પુષ્ટી મળે છે. વળી જે લોકો હમેશાં ખુલ્લી હવામાં ફરવાની ટેવ રાખે છે, તેઓની લાગણી તથા મનોવૃત્તિ મજબૂત બને છે. એવા લોકોને હવાથી થતા ફેરફારની કાંઈજ અસર થતી નથી. ગરમીના દિવસોમાં સળેખમ થતો નથી. પવનના ઝપાટાથી સંધિવા, તથા હૃદયશૂળ થતાં નથી. પણ એથી ઉલટું, વિદ્યાર્થીઓ અને વેપારીઓ કે જેઓ હમેશાં ઘરમાં બેસી રહે છે, તેઓની લાગણી તીવ્ર થાય છે અને હવાના ફેરફારથી તેમના પર તુરત અસર થાય છે.



## પ્રકરણ ૫.

### ગામડામાં જીંદગી ગાળવાથી થતા ફાયદા.

'Midst rural scenes,-there harmless mirth prevails,
And fills the breast with never-ceasing joy;
There we behold the wide-expanded heaven;
No neighbour robs us of the light of day;
And from the clear fresh spring Apollo bids us
Assuage our thirst with his own liquor.
O! Did but men know what is happiness!
Our mother nature ne'er within dark cities,
Or gloomy walls and castles, it confined. (Herder).

કુદરતના નિકટ સંગમમાં જેઓ રહે છે, તેઓ સઘળી બાબતોમાં ભાગ્યશાળી થાય છે. ગામડાંના લોકો કુદરતી પૃથ્વીપર રહે છે, અને તેને લીધેજ શેહેરી લોકો કરતાં વધારે ભાગ્યશાળી થાય છે. આરોગ્ય, સુખ અને પૈસો, એ ત્રણે વસ્તુઓનો એક સરખો લાભ, ગામડીઆ-ઓજ ભોગવી શકે છે. શરીર અને મન ગામડામાં નિરોગી રહે છે. ગામડામાં ઘણો વખત જીંદગી ગાળવાથી લાંબુ અને સુખી આયુષ પ્રાપ્ત

થાય છે. તેનાં કારણો ઘણાં છે. (૧) ગામડામાં વસ્તી થોડી હોવાથી, ત્યાંની હવા સ્વચ્છ અને જીવનશક્તિને પુષ્ટિદાયક થઈ પડે છે. (૨) ગામડામાં કુદરત સાદો અને ચોખ્ખો ખોરાક મળી શકે છે અને તે શરીરને નિરોગી રાખવામાં સહાયભૂત થઈ પડે છે. (૩) શેહેરમાં સાક તરકારી, મીઠાઈ, પકવાન્ન ઇત્યાદિ નુકસાનકારક પદાર્થો સેહેલથી મળી શકે છે; અને તે ખાવાથી વાયુ, પિત્ત અને મૂત્રાદિ રોગો જન્મ પામે છે; અને આયુષ્યને ટૂંકું કરી નાંખે છે. (૪) ગામડાના લોકોને હમેશાં ખુલ્લી હવામાં મેહેનત મજુરી કરવી પડે છે, તેથી તેમના શરીરના અવયવો કસણ થાય છે અને જીવનશક્તિ વૃદ્ધિ પામે છે. (૫) શાંતિ, આનંદ, અને સંતોષ, આયુષ્યવર્ધક મનોવૃત્તિઓ ગણાય છે, અને તે ગામડામાં પ્રાધાન્ય ભોગવે છે. (૬) શેહેરોમાં અનીતિ, વ્યભિચાર, તથા દુરાચાર હમેશાં દ્રષ્ટિગોચર થાય છે. તેને લીધે મોટા તેમજ જુવાન આદમીઓના મનપર, તેની માઠી અસરની છાપ પડે છે. તેમના મનોવિકાર ઉગ્ર અને ગરમ થાય છે, અને એવી રીતે મન વિકારી થવાથી, રોગી થવાથી, તેનો પ્રત્યાઘાત શરીરપર થાય છે. શરીરનાં મર્મસ્થાનો, તેમાં મુખ્યત્વે કરીને તંતુમાળા, તુટી જાય છે; કફની વૃદ્ધિ થાય છે; મર્મસ્થાનો નિર્બળ થવાથી, જીર્ણોદ્ધાર કરવાને અશક્ત થઈ પડે છે, અને છેવટે આયુષ્ય ટુંકું થઈ, કાયા મિટ્ટીરૂપ થઈ જાય છે. વાંચક વર્ગ ! જો ! તમે શેહેરી જીંદગીની આ સ્થિતિ નિહાળો ! અને પેલી ગામડાની જીંદગી તરફ જુઓ ! એ બે વચ્ચે કેટલો તફાવત વારૂ ? વાસ્તવિક રીતે જોતાં એ બે વચ્ચે આસમાન જમીનનો ફેર છે. 'ગામડામાં લાંબો વખત જીંદગી ગાળવાથી દીર્ઘાયુષી થવાય છે,' એ સૂત્ર દરેક વાંચનારે પોતાના મગજપર ઠસાવવું જોઇએ, કારણકે તે અનુભવ સિદ્ધ છે. ચિરંજીવી પુરૂષોની સંખ્યામાં, જેઓ ઘણી મ્હોટી વયે મરણ પામ્યા છે. તેઓ પોતાની જીંદગી લાંબો વખત ગામડામાંજ ગાળતા હતા.

ગામડાની જીંદગી મનુષ્યની મૂળ અને સ્વાભાવિક જીંદગી મનાયલી છે. તેમ છતાં હાલના જમાનામાં ગામડીઆઓ પોતાનું મૂળ વતન છોડી શેહેરમાં વસે છે; તેમજ પોતાનાં છોકરાંઓને ભણાવવા ખાતર શેહેરમાં રાખે છે; અને એ પ્રમાણે ગામડાની વસ્તી દિનપરદિન ઘટતી જાય છે. આ, અફસોસની વાત છે ! ગામડાનું ખરું સુખ છોડી દઈ,

શેહેરમાં જઈ વસવું, એ, એક દુઃખનો ટોપલો માથે હોરવા જેવું છે. પણ આપણા ખેડુતોની હાલની ગરીબ અને દુઃખી સ્થીતિને લીધે તેઓને એમ કરવું પડે તો તેમાં નવાઇ પણ શી? પ્રાચીન કાળના ઋષીઓ ફુરસદનો વખત ગામડાગાં અથવા તીર્થસ્નાનમાં ગાળતા હતા. અસલના વિદ્વાનો, રાજદ્વારી પુરૂષો, તથા લશ્કરી અમલદારો, ફુરસદનો વખત, પોતાના ખેતરમાં ગાળતા હતા. હાલના લોકો એ પ્રમાણે ચાલે તો ખચીત સુખી થાય; ખેતરોમાંથી કસ અને ફળદ્રુપતા ઓછી થતી જાય છે તેમાં વધારો થાય, અને તન-મન આરોગી રહેવાથી દીર્ઘાયુષનો લ્હાવો પ્રાપ્ત થાય. વળી ગામડામાં જીંદગી ગાળવાથી, સંગીન લાભો મળે છે. સ્વચ્છ હવા, કસરત, અને પ્રફુલ્લીત મનરૂપી અમૃતપાન, ગામડામાંજ મળી શકે છે. આવાં અમૃતપાનથી શરીરનું પુનર્જીવન દર વર્ષે સંપૂર્ણ થવાથી, આયુષ લાંબુ અને ટકાઉ થાય છે.

---

## પ્રકરણ ૬.

'Travelling, like exercise, purges the body and mind of their noxious humours.' (The author),

મુસાફરી કરવાથી ઘણા ફાયદા થાય છે. તેમજ આયુષ વધારવાનું આ, એક મોટું સાધન છે. મુસાફરી કરવાથી શરીરના અવયવો ચાલાક રહે છે; તરેહ તરેહના દેખાવો અને કુદરતની લીલા નિહાળવાથી, આત્મા પ્રફુલ્લીત થાય છે; સ્વચ્છ હવાનો અમૃતરૂપી પ્યાલો આપણે પીએ છીએ, અને આખા શરીરની શુદ્ધિ અને જીર્ણોદ્ધાર પ્રાપ્ત કરી શકાય છે. મુસાફરી કરવાથી જીવનક્ષય વધે છે ખરો; પણ પાચન શક્તિ મજબૂત થવાથી, શરીરને થયલાં નુકસાનનો બદલો, ખોરાકથી મળે છે, અને મનને પણ ગમમાનનો ખોરાક મળવાથી, ક્ષયનું પુનર્જીવન બેવડું થાય છે તેટલા માટે જે લોકોને હમેશાં બેસી રહેવાની ટેવ હોય, અથવા જે લોકોને ગૂઢ વિષયોનો અભ્યાસ અને મનન કરવામાં ગુંથાયલા રહેવું પડતું હોય, અથવા જે લોકો બેઠા બેઠા, વિચારો અને તરંગોમાં ગરક, થઈ ઘેલા (Hypochondriacal) બની ગયા હોય, તેઓએ ઉપર જણાવેલા ફાયદા ધ્યાનમાં લઈ, તે પ્રમાણે

મરી જાય, મ્હોમાં કડવો સ્વાદ આવે, અને નાડી જલદ થાય-તો તેણે આરામ લેવો અને થોડી ગરમ ચાહા પીવી. (૭) મુસાફરી દરમ્યાન, નબળા આદમીએ શરદીના ભોગ થતાં અટકવાને, ગરમ કપડાં અને મોજાં પહેરવાં જોઇએ. તેમજ થંડુ પાણીએ નાહીને શરીરને સ્વચ્છ રાખવું જોઇએ. કેમકે તેમ કરવાથી સુસ્તી જતી રહે છે અને જંતુઓ શરીરમાં પ્રવેશ થતા અટકે છે.



## પ્રકરણ ૭.

## ચામડીની સંભાળ રાખવાથી તથા તેને સ્વચ્છ રાખવાથી થતા ફાયદા.

### Cleanliness is next to Godliness.

ડાકટર રૉઝેન્થલે શરીરના, બે ક્ષેત્રફળોમાં, વિભાગ કીધા છે. (૧) શરીરની અંદરનું અથવા ગરમી ઉત્પન્ન કરનારૂં ક્ષેત્રફળ; (૨) શરીરની બ્હારનું અથવા ગરમીને પરસેવારૂપે બ્હાર કાઢનારૂં ક્ષેત્રફળ, (ચામડી). આ બેની વચ્ચે એક મધ્ય ક્ષેત્ર છે. અંદરના ક્ષેત્રફળમાં. રસાયણી બળતણથી ઉષ્ણતા પેદા થાય છે; બ્હારના ક્ષેત્રફળમાંથી (ચામડીમાંથી) ગરમી પરસેવારૂપે બ્હાર નીકળી જાય છે. હવે આ પરથી સ્પષ્ટ માલમ પડે છે કે, આ બે પ્રતીપક્ષી ક્ષેત્રફળોમાં જે લોહી ફરે છે તેનો જમાવથી જીવનશકિત અને જીવનવ્યાપારોપર ઘણી અસર થાય છે. બ્હારની ઠંડી હવાને લીધે, ચામડીની ધમનીઓ સંકુચિત થાય, તો તેમાં ફરતાં લોહીનો જથો વધશે, અને તેથી થોડી ગરમી બ્હાર જતી રેહેશે. ચામડીમાં ફરતું લોહી થોડું હશે તો અંદરના ક્ષેત્રફળમાં લોહી વધારે ફરતું હશે અને તેથી ગરમી વિશેષ પેદા થશે. આ બેની મિશ્ર અસરથી થંડા દેશોમાં ગરમીની ઉત્પત્તિ વધારે હોય છે. તેમજ તે ઝાઝી બ્હાર જતી રહેતી નથી. થંડા દેશોના લોકો હમેશાં ગરમ કપડાં પેહેરી રાખે છે તેથી ગરમી અને શરદી સમતોલપણે ટકી રહે છે. ગરમ દેશોમાં આથી ઉલટું થાય છે. આસપાસની ગરમ હવાને લીધે ચામડીની ધમનીઓ વિસ્તૃત થાય છે. તેથી શરદી વધારે થાય છે અને ગરમી ઝાઝી પેદા થતી નથી. અંદ-

રના ક્ષેત્ર ફળમાં જેમ લોહી ઓછું, તેમ ઓછી ગરમી બહાર જાય છે. તેને લીધે ગરમીની ઉત્પત્તિ કમી થાય છે અને જીવન ક્ષય સેહેજ, નહીં જેવો થાયછે. આવા સંજોગોને લીધે ગરમ દેશોમાં થોડા ખોરાકથી પણ જીંદગી ટકી શકે છે, દાખલા તરીકે, 'ઍરેકન' નામની આગબોટના ખલાસીઓને, હીંદીમાહાસાગરની સફર દરમ્યાન, લાંબા વખત સુધી ઉપવાસ કરવા પડયા હતા; તોપણ તેઓ જીવી શકયા હતા. તેઓ થંડા દેશોમાં સફર કરતા હોત તો થોડા દિવસમાં મરી જાત. તેનું કારણ એ છે કે આસપાસની ગરમીને લીધે, પોતાના શરીરની ગરમી ટકાવી રાખવાને, તેમના શરીરની પુરાંત ગરમીની જરૂર નહોતી; અને તેથી તે પુરાંત ગરમી છુટી જવાને બદલે જળવાઇ રહી હતી.

ઉપર જે કહી ગયા તેપરથી સ્પષ્ટ માલમ પડે છે ચામડી શરીરની ઉષ્ણતા જાળવી રાખવામાં, જીવનશકતિને ટકાવી રાખવામાં, અને જીવનક્ષયને કાબુમાં રાખવામાં, એક અતિ અગત્યનો ભાગ બજાવે છે. પાછલાં પ્રકરણોમાં જણાવ્યા પ્રમાણે, આયુષનો આધાર જીવનશકિત અને જીવનક્ષયની ન્યૂનાધિકતાપર રહેલો છે. ચામડી આપણા શરીરનું માત્ર રક્ષણ કરવાને કરી નથી; પણ તેના વ્યાપારોપર આરોગ્યતા, અને લાંબા આયુષની દોરી પણ, લટકેલાં છે. ચામડીની સંભાળ રાખવી તથા તેને સ્વચ્છ રાખવી, એ, આયુષ વધારવાનું એક સાધન છે; કારણકે શરીરમાં જે રસાદિ દ્રવ્યો ક્ષય પામે છે તેને પરસેવારૂપે તે બહાર કાઢે છે. ચામડી એક જ્ઞાનેંદ્રિ છે. તે નબળી અને ઢીલી થાય તો શરદી અને ગરમીની અસર તેપર જલ્દી થાય છે. સંધિવા, નજળો, દમ, પિત્તજવર, હરસ ઇત્યાદિ ગંભીર રોગો જન્મ પામે છે. જે લોકો દરરોજ ન્હાઇને ચામડીને સાફ રાખતા નથી તેઓને એવા રોગો થાય છે. શરીરનું પુનર્જીવન અથવા શુદ્ધિ કરવામાં પણ ચામડી ઘણી સાહાયભૂત થઈ પડે છે.

તેટલા માટે નિરોગી રહેવાની અને લાંબુ આયુષ ભોગવવાની ઇચ્છા રાખનારા આદમીએ દરરોજ તેલ અથવા સાબુ ચોળીને ઉકાયે પાણીએ ન્હાવું જોઈએ; અને તારબાદ ટુવાલ વડે શરીરને ખૂબ લુછી નાંખી, સ્વચ્છ વસ્ત્ર ધારણ કરવાં જોઈએ. એમ કરવાથી ચામડીના

છિદ્રો ખુલ્લાં રહે છે અને પરસેવાને બાહાર નીકળવાને રસ્તો આપે છે. આપણામાં તીર્થ સ્નાન કરવાનો રવૈયો ચાલે છે તેનો હેતુ ધાર્મીક હોય, તોપણ તેથી શરીરની તંદુરસ્તી અને આયુષપર લાભકારી અસર થાય છે માટે સ્નાન કરવાની દરેક આદમીને હમે ભલામણ કરીયે છેએ. તીર્થપર અને નદીમાં ન્હાવાથી એવડો ફાયદો હાંસલ થાય છે. (૧) પ્રાત:કાળે સ્નાન કરવા જવાથી શરીર તથા મનને, ખુલ્લી હવા, ભિન્ન ભિન્ન રમણીય દેખાવો, કુદરતની લીલા, અને કસરતરૂપી પુષ્ટીકારક ખોરાક મળે છે; અને તેથા તેઓ નિરોગી રહે છે. (૨) અંગોળ કરવાથી ચામડી નિરોગી અને મજબુત થાય છે; રોગો સામે તે ટકી શકે છે. અંગોળ કરવામા કેટલાક નિયમો પાળવાની જરૂર છે. અંગોળ હમેશાં ભુખે પેટે કરવી; આપણે તીર્થમા ન્હાવા જઇએ છેએ તે લાભકારી છે; કેમકે પ્રાત:કાળે આપણું પેટ ખાલી હોય છે. જમ્યા પછી તીર્થ સ્નાન કરવું, જેમ ધર્મ વિ-દ્ધ છે. તેમ જમ્યા પછી ન્હાવું, શારીરિક અને માનસિક ધર્મ વિરૂદ્ધ, અપવિત, અને હાનિકર્તા છે. એમ છતાં અંગોળ કરવાની મરજી થાય તો જમ્યા પછી ચાર કલાક રહીને તેમ કરવું.

## પ્રકરણ ૮.

### પુષ્ટીકારક ખોરાકની જરૂર-ખાવા પીવામાં મિતાહાર-વનસ્પતી ખોરાકની પ્રશંસા તથા શ્રેષ્ટતા.

Not so the golden age, who fed on fruit,
Nor durst with bloody meals their mouths pollute.
Then birds in airy space might safely move,
And timorous hares on heaths securely rove;
Nor needed fish the guileful hooks to fear;
For all was peaceful, and that peace sincere.
* * * * * * * (Dryden).

To spur beyond
Its wiser will, the jaded appetite,—
Is this for pleasure? Learn a juster taste,
And know that temperance is true luxury.
* * * * (Armstrong).

Take not away the life you can not give;
For all things have an equal right to live.
Kill noxious creatures, whom 'tis sin to save;
This only just prerogative we have.
But nourish life with vegetable food,
And shun the sacrilegious taste of blood.
* * * * (Pythagoras).

<u>ડાક્ટર ઍબરનેથી</u> પોતાના ભાષણમાં કહે છે કે મનુષ્ય વર્ગમાં, જંતુ રોગો અથવા વાયુના રોગો જન્મ પામે છે તેનું કારણ અમિતાહાર પણાં શિવાય બીજું કાંઈજ નથી. અકરાંતીયાની માફક ગડબી ગડબીને ખાવાથી, હોજરી તથા આંતરડાં, ખોરાકના બોજા નીચે જાણે છુંદાઈ જતાં હોય તેમ, નબળાં પડી જાય છે. ઘણા લોકો અતિશય ખાવામાં મહિમા સમજે છે. તેઓ પોતાનાં છોકરાંઓને પણ બચપણથીજ ભારે પદાર્થો ખાવાની ટેવ પાડે છે; અને જુવાનીમાં કોઈ ગંભીર વાયુના રોગો થાય છે ત્યારે તેઓ એમ માને છે કે છોકરાંને કાંઈ નજર લાગી છે અથવા તો ભૂત વળગ્યું છે. દોરા માંદળીયાના ટોંગ સોંગ કરવા મંડી જાય છે; રાઈ મીઠાં ઉતારે છે; અથવા તો કુલ્લી નચાવે છે. આવી અજ્ઞાનતા અને આવા વેહેમો કેળવાયલા પુરૂષોમાં પણ પ્રસંગોપાત દૃષ્ટીગોચર થાય છે, એ ઘણુંજ શરમ ભરેલું છે. તેટલા માટેજ હમારે કેટલોક વૈદક બોધ અત્રે આપવાની જરૂર પડે છે. (૧) ખાધેલો ખોરાક પાચન થાય, તોજ શરીરને પુષ્ટી મળે. જેને લાંબી જીંદગી ભોગવવાની ઇચ્છા હોય, તેણે નિરાંત જીવે અને ધીમે ધીમે, ખોરાક ચાવીને ઉતારવાની ટેવ પાડવી. કારણકે એમ કરવાથી લાળ સાથે મિશ્ર થઇ, તે પોચો પડે છે અને જલ્દી હજમ થાય છે. (૨) ખોરાક બરોબર ચવાઈને ભુકો થાય તોજ હજમ થાય છે. માટે દાંતને મજબુત રાખવાની સંભાળ લેવી. ઘડપણમાં દાંત પડી જાય છે અને તેને લીધે અજીરણ થાય છે. માટે નાનપણથીજ દાંતની સંભાળ લેવી કે જેથી ઘડપણમાં તે ટકી રહે. માંસાહારી લોકોના દાંત ગંદા અને નબળા હોય છે. તેનું કારણ એ છે કે માંસના રેસા દાંતની વચ્ચે

વળગી રહે છે અને તેને નબળા કરે છે. એથી ઉલટું, વનસ્પતી ખોરાક ખાનારાઓના દાંત ઘણા મજબૂત હોય છે. હાલના જમાનામાં દાંતનાં મંજનોનો ખપ વધતો જાય છે, તે બીનાપરથીજ સાબેત થાય છે કે હાલની પ્રજાના દાંત ઘણાજ ગગડી પડયા છે. પણ જમી રહયા પછી દાંતને ખૂબ ઘસીને ધોઇ નાંખ્યા હોય, અથવા જમી રહ્યા બાદ કકડો બળેલી રોટલી ચાવીને ખાધી હોય, તો દાંત મજબૂત રહે અને મંજનની પણ જરૂર રહે નહીં. રોગ થયા પછી તેની દવા કરવી– તે કરતાં તેને થતો અટકાવવો– એ ડાહ્યા આદમીનું કામ છે. જે લોકો આ સૂત્ર ધ્યાનમાં રાખતા નથી તેઓજ રોગાધીન થાય છે. ( ૩ ) ખાતી વખતે તમો એકાગ્ર ચિત્ત રાખો, અથવા હસાહસ કરો, તોપણ ખોરાકને ધીમે ધીમે બારીક ચાવીને ખાશો નહીં, તો તે તમને કદી પણ પાચન થશે નહીં. ( ૪ ) ખાધા પછી તુરત શ્રમ કરવો નહીં અથવા દોડવું નહીં. પણ ઉભા રહેવું અથવા ધીમે ધીમે ચાલવું. ખાધા પછી અતિશ્રમ કરવાથી અથવા ચાલવાથી, ખોરાકમે પચવાં અડચણ નડે છે, અને કલેજામાં લોહી વધવાથી તેમાં વેદના થાય છે. ખાધા પછી પા કલાક અથવા અડધો કલાક આરામ લેવો; અને વાળુ કીધા પછી એક માઈલ ચાલવું. ત્યાર બાદ સૂવાની તઈયારી કરવી. ( ૫ ) પેટ ભરીને કદી ખાવું નહીં. મેહેનતના પ્રમાણમાં ખોરાક ખાવો જોઈએ. વિદ્યાર્થીઓએ હમેશાં થોડો ખોરાક ખાવો જોઈએ. ( ૬ ) ખોરાક થોડો ખાઓ, અગર વધારે ખાઓ, તેનાપર શરીરનાં પોષણનો આધાર રહેતો નથી; પણ જે ખોરાક તમે ખાઓ, તે હલકો, સોંઘો, સ્વચ્છ, અને પુષ્ટીકારક હોવો જોઇએ. એ પ્રમાણે ચાલવાથીજ શરીરમાં તાગાત આવે છે.

ખોરાક કેવા પ્રકારનો હોવો જોઈએ?–વનસ્પતી ખોરાક અને માંસાહિ ખોરાક—એ બેમાં કયો સારો અને કયો નરસો, કયો તંદુરસ્તી અને આયુષને પુષ્ટી આપનાર,–વગેરે બાબતો અત્રે વિગતવાર દર્શાવવાથી, વાંચક વર્ગની ખાત્રી થશે, કે વનસ્પતી ખોરાક સર્વાનુમતે શ્રેષ્ટ ગનાય છે. ઈ. સ. ૧૮૯૬ના ફેબ્રુવારીની

પેહેલી તારીખે, અમદાવાદમાં હેમાભાઈ ઇન્સ્ટીટ્યુટ મધ્યે, જે ભાષણ મેં આપ્યું હતું, તેના મુદ્દા તથા દલીલોનો અત્રે સાર આપવાથી, વનસ્પતી ખોરાકથી તંદુરસ્તી તથા આયુષપર કેવી અસર થાય છે. તે સ્પષ્ટ માલમ પડી આવશે.

(૧) 'વનસ્પતી'—મનુષ્યનો મૂળ ખોરાક છે. ઈશ્વરે પ્રથમ સૃષ્ટિ ઉત્પન્ન કરી તે વખતે લોકો સાદા, નિર્દોષ, અને કુદરતાધીન હતા ઝાડોના ફળફળાદિ તથા મૂળીયાં ખાઇને નિર્વાહ કરતા હતા. એશીયાખંડનો પ્રાચીન પ્રજાઓનાં વૃત્તાંતો જોઈશું, તો તેપરથી માલમ પડશે, કે તેઓ વનસ્પતી શીવાય બીજું કાંઇજ ખાતા નહોતા. અસલના આર્ય લોકોનો ખોરાક પણ એજ હતો. આરબ લોકોનો ખોરાક ઘણો સાદો હતો; અને હાલ પણ તેમજ છે. તેઓ દરરોજ રોટલી, લોટની કાંજી, અથવા ચોખા અને દુધ ખાય છે. ફકત મહોત્સવને પ્રસંગે, અથવા કોઇ મોટો પરોણો પધાર્યો હોય, તે વખતેજ બકરાંનો વધ કરે છે. આસદ યાકુબ નામનો મુસાફર, કે જે 'સીરીયા'માં આવેલા 'લેબેનન' પર્વતપર ગયો હતો, તે કહે છે કે ત્યાંના લોકો ખજુર અને પાણીપર ગુજરાન ચલાવે છે. તો પણ તેઓ રાક્ષસ જેવા અને ૧૦૦-૧૧૦ વર્ષના ચિરંજીવી થાય છે. અસલના 'ગ્રીક' તથા 'રોમન' લોકો વનસ્પતી ખોરાક ખાતા હતા; પણ પ્રાણીવધને અપવિત્ર ગણતા હતા ડ્રાઇડન કવી લખે છે કે તે જમાનો સતયુગનો હતો. 'બાઇબલ'ના પેહેલા તથા બીજા જેનીસીસમાં, ઇશ્વર 'આદમ'ને માત્ર વનસ્પતી અને ફળફળાદિ ખાવાનીજ આજ્ઞા આપે છે. 'આથીનીયન' લોકો અંજીર ખાતા હતા. 'આર્કેડીયા'ના લોકો 'એકૉર્ન' નામનાં ફળ ખાતા હતા. પ્રાચીન ડાકતરો તથા વૈદોનાં મત તપાસતાં પણ માલમ પડે છે, કે તેઓ વનસ્પતી ખોરાકનેજ શ્રેષ્ટ ગણે છે. 'હિપોક્રેટીસ,' 'ગેલન' 'કલ્સસ' ઈત્યાદિ પ્રાચીન ડાકતરો એજ મત ધરાવે છે. આર્યવૈદો 'સુશ્રુત,' 'વાગ્ભટ,' અને 'ચરક' કહેછે કે વનસ્પતી ખોરાકજ પુષ્ટીકારક, રોગહારક, અને આયુષવર્ધક છે. 'શેલી,' 'પોપ' અને 'ટૉમસન' નામના નામાંકિત કવીઓ,—તેમજ પ્રાચીનકાળના ફિલસુફો, ઇતિહાસ કર્તા, અને ડાકટરો—એ સઘળા એકે અવાજે વનસ્પતી ખોરાકની પ્રશંસા કરી ગયા છે..

(૨) વનસ્પતી, મનુષ્યનો શ્રેષ્ટ ખોરાક છે. કાંતો તમે 'સાહારા'-ના જંગલ જેવા ઉષ્ણ પ્રદેશમાં જોશો, કે કાંતો 'ડેવીસ'ની સામુદ્રધુની જેવા શીત પ્રદેશમાં જોશો, તોપણ દરેક મનુષ્યના શરીરની ઉષ્ણતા તમને એક સરખીજ માલમ પડશે. ખોરાક પચી રહ્યા બાદ, તેનાં તત્વો પ્રાણવાયુ સાથે મળી જઇ, એક જાતનો અગ્નિ પેદા કરે છે; તેને લીધે શારીરિક ઉષ્ણતા જન્મ પામે છે. ડાકટર હફલૅંડ કહે છે કે વનસ્પતી ખોરાક લોહીને શાંત કરે છે; રકતાભિસરણને નિયમિત કરે છે; તેથી લોહી હદ બહાર વધતું નથી; મન અને શરીર શાંત થાય છે; અને જીવનક્ષય અટકે છે. પણ એથી ઉલટું, માંસાદિ ખોરાક ગરમ હોવાથી, પિત્તને ઉકળેલું રાખે છે; તેથી લોહીનો જથો તથા વેગ વધે છે; લોહી વધવાથી આદમી ફુલી જાય છે; અને ખાઈ રહ્યા બાદ, શરીરની સ્વાભાવિક ઉષ્ણતા વધવાથી રોહેજ તાવ આવે છે. વળી માંસાદિ ખોરાક જલદી કોહી જવાથી, જંતુઓની ઉત્પત્તિને પુષ્ટી આપે છે અને સંધિવા, નજળો, ઈત્યાદિ ગંભીર રોગોને પેદા કરે છે. કારણકે તેમાં 'નાઇટ્રોજન'નું તત્વ વિશેષ હોય છે. (૩) વનસ્પતી ખોરાક શરીરના જૂદા જૂદા અવયવોનું સંપૂર્ણ પોષણ કરવાને પુરતો છે. શરીરના સ્નાયુ, તંતુ, હાડકાં ઇત્યાદિ સર્વે પ્રવાહી તથા અપ્રવાહી દ્રવ્યોનો નિરંતર ક્ષય થાય છે, અને તેનું પુનર્જીવન કરવાને આપણે પૈષ્ટિક ખોરાક ખાઈએ છેએ. હવે આપણે જે ખોરાક ખાઈએ છેએ, તેમાં દરેક અવયવને ઉપયોગી થઈ પડે એવાં પૈષ્ટિક તત્વો સમાયલાં હોય છે. દાખલા તરીકે 'નાઈટ્રોજન'વાળા પદાર્થો શરીરની ગરમી તથા જુસ્સો ઉત્પન્ન કરવામાં સહાયભૂત થઇ પડે છે; 'કાર્બન' તથા તેલવાળા પદાર્થો ચરબીને પુષ્ટી આપે છે. જૂદા જૂદા ક્ષારાદિ પદાર્થો લોહીને ઉપયોગી થઇ પડે છે. સોડા તથા 'પોટાસ'ના ખારો રસોની વૃદ્ધિ કરે છે; ચુનો હાડકાંને મજબૂત કરે છે. હવે કેટલાક લોકો એમ કહેછે કે વનસ્પતી ખોરાકમાં 'નાઈટ્રોજન,' તત્વનો અભાવ હોવાથી, શરીરના સ્નાયુને પુષ્ટી મળતી નથી, માટે માંસાદિક ખોરાક ખાવો જોઈએ. આ વિચાર કેટલો

ભૂલભરેલો તથા ખોટો છે, તે અત્રે સાબેત કરીશું. એમ ધારો કે વનસ્પતી ખોરાકમાં 'નાઈટ્રોજન' તત્વ સમાયલું નથી. તો શું તે વગર ચાલી શકે એમ નથી! શું વનસ્પતી ખાનારા લોકો મજબૂત બાંધાના, મજબૂત ભેજાંવાળા, અથવા કૌવતવાન હોતા નથી? હા. વનસ્પતી ખોરાકમાં 'નાઈટ્રોજન' ન હોય, તો પણ ચાલી શકે એમ છે; કારણ કે બ્હારની હવા, આપણા શ્વાસમાં જાય છે, તેમાં સેંકડે ૭૬ ટકા 'નાઈટ્રોજન' હોય છે; અને તે, શ્વાસ વાટે લોહીમાં મળી જઈ, શરીરમાં ગરમી અને જુસ્સો ઉતપન્ન કરે છે. 'મૂર લોકો,' જેઓ ભરવાડનો ધંધો કરે છે, તેઓ માત્ર ગુંદર ખાઈને જીવે છે. 'આફ્રિકા'ના હબશીઓ ફક્ત શેરડીપર નિર્વાહ કરે છે; '<u>આઇરીશ</u>' પ્રજાનો મોટો ભાગ બટાટાપર ગુજરાન ચલાવે છે; અને '<u>દક્ષણી</u>' લોકો ચોખા પર નિર્વાહ કરે છે. આ ચારે પ્રકારના ખોરાકમાં 'નાઈટ્રોજન' હોતું નથી. તેમ છતાં તે ખાનારા મૂર લોકો, હબસીઓ, આઇરીશ લોકો, અને દક્ષણીઓ–શરીરે અથવા મનશક્તીમાં નબળા હોય છે? ના, કદી નહીં. હવે એથી ઉલટું, એમ ધારો કે ખોરાકમાં નાઈટ્રોજનની જરૂર છે, અને તે વગર તે પુષ્ટીકારક ગણાય નહીં; તો વનસ્પતીનાં બીયાં, રસ અને મૂળીયાંમાં નાઈટ્રોજન હોય છે, એમ રસાયણી પ્રયોગોપરથી સાબેત થાય છે, ઘઉંમાં સેંકડે ૮ ભાગ નાઈટ્રોજન હોય છે; ચોખામાં ૫ ભાગ; અને વટાણામાં ૨૨ ભાગ. તેમજ ઘી, દુધ, તેલ, દાળ, કઠોળ તથા શાકતરકારીમાં પણ નાઈટ્રોજન હોય છે. ટુંકમાં કહીયે તો વનસ્પતી ખોરાકમાં નાઈટ્રોજન, સ્ટાર્ચ, ચરબી તથા ક્ષારાદિ સર્વે પૌષ્ટિક તત્વો સમાયલાં છે; અને તેથી શરીરના સઘળા અવયવોનું સંપૂર્ણ પોષણ કરવાને પૂરતાં છે, એમ વાંચનારે ખાત્રી પૂર્વક માની લેવું.

(૮) <u>શું વનસ્પતી ખોરાક અજીરણ કરે છે?</u> જે લોકો નિયમિત કસરત કરે છે, સારી હવામાં રહે છે, દરેક બાબતમાં મિતાહારી રહેછે, તથા ખોરાકને સંપૂર્ણ ચાવીને નિરાંત જીવે ખાય છે, તેઓને કદી પણ અજીરણ થતું નથી, પણ જે લોકો આ નિયમોનો ભંગકરી, શાકતરકારી, કઠોળ, મીઠાઈ વગેરે અતિશય ગરમ અથવા વાયડા પદાર્થો ખાઉ છે, તેઓને અજીરણ અથવા વાયુ થાય તો તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી.

(૫) વનસ્પતી ખોરાક ગરમી અને જુસ્સો ઉત્પન્ન કરવાની શકતી ધરાવે છે? જે ખોરાક શરીરમાં નિયમિત ગરમી ઉત્પન્ન કરી, દરેક અવયવને ચાલાક અને નિરોગી રાખે, તે ખોરાકને હું શ્રેષ્ટ માનું છું,—અને તે, વનસ્પતી ખોરાક શિવાય બીજો કોઈ પણ નથી. 'હિપોક્રીટીસ' કહે છે કે ખોરાક વધારે ગરમ હોય, તો શરીરમાં હદબહાર ગરમી પેદા થાય છે, અને તેથી ક્ષય પેદા થઇ, રોગનાં બી રોપાય છે. આ વાતની માણસને ખબર પડતી નથી, અને કોઇ ગંભીર રોગ ફાટી નીકળે છે, ત્યારે માણસ એમ સમજે છે, કે એ રોગ ખોરાકને લીધે નહીં, પણ બીજાં કારણોથી થયો હશે. કેટલાક લોકો એમ ધારે છે,—અને હાલના જુવાન ડાકતરો તથા તેની સલાહ પ્રમાણે ચાલનારા કાચી ઉમ્મરના જુવાનીયાઓ પણ માને છે, કે દાળભાત તથા રોટી જેવા ખોરાકમાં કાંઇજ દમ નથી. પણ માંસમદિરાદિ (અમેધ્ય) પદાર્થોનું સેવન કરવાથી શારીરિક તથા માનસિક શકતીઓ વધે છે, અને તેને લીધે માણસો ભારે કામો સેહેલથી કરી શકે છે. આ વિચાર હસવા લાયક અને સૂક્ષ્મ દ્રષ્ટીવાળો છે, એવી વાંચનારની હમે ખાત્રી કરીશું. માંસમદિરાનું સેવન કરવાથી થોડો વખત જુસ્સો રહે છે, પણ પાછળથી નબળાઈ ઉત્પન્ન થાય છે. પણ વનસ્પતી ખોરાકથી તેમ થતું નથી. વળી ક્ષયરોગ, નજળો, સંધિવા તથા પથરીના રોગો, જેટલા પ્રમાણમાં માંસાહારી લોકોમાં દ્રષ્ટીગોચર થાય છે, તેટલા પ્રમાણમાં વનસ્પતી ખાનારા લોકોમાં માલમ પડતા નથી. 'હાવર્ડ' જે એક મોટો પરમાર્થી પુરૂષ થઇ ગયો, જેણે પોતાની આખી જીંદગી મુસાફરી અને સદ્રોગમાં ગાળી હતી, જેણે કંગાળ અને રોગી લોકોનાં લાખો દુઃખો નિવારણ કીધાં હતાં,—તે સખસ કહે છે કે હું સાદો વનસ્પતી ખોરાક અને પાણીપર નિર્વાહ કરતો હતો, તેથીજ આવું મહાભારત કામ કરવાને શકિતવાન થયો છું. (૬) વનસ્પતી ખોરાક સ્નાયુને શકતી આપવાને પૂરતો છે.

પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસો પૂરવાર કરે છે કે વનસ્પતી ખાનારી પ્રજાઓ બળવાન અને કીર્તીવાન થઇ છે. 'સાયરસ' અને તેના ઇરાની સોજરો, વનસ્પતી અને પાણીપરજ નિર્વાહ કરતા: હાલના ઇરાની સોજરો પણ એમજ કરે છે. ઇરાનીઓ મિતાહારી હોવાથીજ આટલા મજબૂત અને ખુબસુરત હોય છે. અસલના સ્પાર્ટન લોકો કેવા બળવાન

હતા ? અસલના રોમન લોકો પોતાની ચડતીના વખતમાં કેવા શૂર-વીર હતા ? રશીઅન કૉસૅક્ષ તથા ગ્રેનેડીયર્સ, કે જેના જેવા બળવાન સોજરો આખી દુનીયામાં ક્વચીતજ જડી આવશે, તેઓ કેવા બહાદુર છે! અને તેઓ શું ખાય છે ? ફક્ત બ્લૅક-બ્રેડ, (Black brəd) તેલ, મીઠું અને લસણ. નૉર્વેના લોકો રાઈબ્રેડ, (Rye-bread) દુધ અને પનીર ખાય છે. પોલીશ તથા હંગેરીયન લોકો ઓટમીલ, (Oat meal) રોટી, અને બટાટા ખાય છે. નેપોલીયનની શરદારી તળેના પોલીશ સિપાઈઓ એટલા મજબૂત હતા કે એક દિવસમાં ૪૦ માઈલની કુચ કર્યા છતાં, લડવાને મેદાન પડતા. હિમાલય પર્વતપર વસતા લોકો ફક્ત ચોખા ખાઈને નિર્વાહ કરે છે, તોપણ યુરોપીયન લોકો કરતાં બળમાં ચડતા હોય છે હિંદુઓમાં પેહેલા ત્રણ વર્ણના લોકો વનસ્પતી ખાય છે, અને તેઓમાંના ઘણા, ૭ ફીટ ઉંચા, મજબૂત બાંધાના, અને ચાલાક હોય છે. હિંદુસ્તાનના પશ્ચિમ કીનારાપર વસતા પટમાર લોકો કાસદનું કામ કરે છે, તોપણ તેઓ ફક્ત ચોખા ખાઈને આટલી લાંબી મુસાફરી કરે છે. તેમજ તેઓ મજબૂત બાંધાના, સાડા પાંચ ફીટ ઉંચા, અને નિરોગી હોય છે. (૭) વનસ્પતી ખોરાક થંડા દેશોને અનુકૂળ છે ?

કેટલાક લોકો એમ ધારે છે કે થંડા દેશોમાં ગરમ ખોરાકની જરૂર છે, અને ગરમ દેશોમાં થંડો ખોરાક અનુકૂળ થઈ પડે છે. થંડા દેશોના લોકોને, ગરમ દેશોના લોકો કરતાં, માંસાહાર વધારે અનુકૂળ આવે, એ ખરૂ છે; પણ તે વગર તેઓ પોતાનું આરોગ્ય તથા આયુષ જાળવી શકે, એ પણ ખરૂં છે કારણ કે યુરોપના ઘણાક થંડા દેશોના લોકો વનસ્પતીપર ગુજરાન ચલાવે છે. રૂશીયા, નૉર્વે, તથા પૃથ્વીના બીજા થંડા પ્રદેશોમાં વનસ્પતીખોરાક અનુકૂળ અને પુષ્ટીદાયક થઈ પડતો નથી ? હા, થઈ પડે છેજ. રૂશીયા અને નૉર્વેના લોકો શરીર તેમજ મનશક્તીમાં બીજી પ્રજાઓથી ઉતરતા નથી. અસલના બ્રિટન લોકો, ફક્ત વનસ્પતી ખાતા, એમ બોએડીશીયા રાણીના ભાષણ પરથી માલમ પડે છે. ઈંગ્લંડ અને વેલ્સના મજુર લોકો, ૮૦ વર્ષપર વનસ્પતી ખાતા હતા, અને હાલ પણ તે ખાઈને નિર્વાહ કરે છે. ઈલીઝાબેથરાણીના વખતથી પૈસાદાર લોકો માંસ મદિરા વાપરવા લાગ્યા, અને તેનો ચેપ મધ્યમ સ્થીતિના ગરીબ લોકોને લાગવા માંડયો છે. પણ હાલ પંદર વીશ વર્ષ થયાં,

માંસાહાર નિષેધક મંડળીયોની મહેનતથી, પ્રાણી વધનો વિસ્તાર ઘટવા માંડયો છે: અને કેળવાએલા લોકો વનસ્પતીની શ્રેષ્ટતા સમજવા લાગ્યા છે. વનસ્પતીખોરાક, મનુષ્યની શારીરિક, માનસિક, અને નૈતિક સ્થીતિને શ્રેષ્ટ કરે છે. વનસ્પતીખાનારાઓ દરેક જાતનો શ્રમ,-ઘંડી, તાપ, ભૂખ અને તરસ,-સહન કરી શકે છે. અમુકદેશ ઘંડો હોવાને સબબે, ત્યાંના લોકોને ગરમ ખોરાકજ અનુકૂળ આવે, અને બીજો ખોરાક અનુકૂળ ન આવે, એ દલીલને હું ભૂલી ભાનું છું.

જે ખોરાક આપણી શારીરિક, માનસિક, અને નૈતિક સ્થીતિને અનુકૂળ થઈ તેમને શ્રેષ્ટ કરી શકે,-તેજ ખોરાકને હું ઉત્તમ ગણું છું. માંસાદિખોરાકમાં આવા ઉત્તમ ગુણો સમાયલા નથી; તેથી તે હલકા અને અધમ લોકોને ખાવા યોગ્ય છે. (૮) વનસ્પતી ખોરાક અક્કલની વૃદ્ધિ કરી, નીતિને શ્રેષ્ટ બનાવે છે. વનસ્પતી ખાનારી પ્રજાઓની નીતિ, વૃત્તિ, તથા આચાર વિચાર ઉંચા પ્રકારના હોય છે. માંસાહારી પ્રજાઓ કેવી લંપટ, કેવી વિષયી, કેવી ઘાતકી અને કેવી પાપી હોય છે, તેના અગણિત દૃષ્ટાંતો ઈતિહાસમાંથી જડી આવે છે. અંગ્રેજ લોકો અને ટાર્ટર લોકોની નીતિ જુઓ! બ્રાહ્મણો તથા હિંદુઓની નીતિ જુઓ. એ બે વચ્ચે મોટો તફાવત છે ખુનીઓ, લુટારાઓ, તથા જુલમી પુરૂષો, માંસાહારી પ્રજામાંથી વિશેષ જડી આવશે. ( ૯ ) વનસ્પતી ખોરાક, આયુષ વધારવામાં એકડો છે. હિપોક્રેટીસ તથા કેલ્સસ એમ ધારે છે કે સતયુગના લોકોનું આયુષ ૧૦૦૦ વર્ષનું હોવું જોઈએ; અને તે ખરૂં છે. પ્રાચીન આર્યઋષીઓ તથા મુની ઓ ચિરંજીવી થઈ ગયા છે. વનસ્પતી ખોરાક જીવનક્ષયને કાબુમાં રાખે છે, તેથી આયુષ લાંબો વખત ટકે છે. ખેડુતો, શિકારીઓ, અને ગામડીઆઓ દીર્ઘાયુષી હોય છે, કેમકે તેઓ સાદો વનસ્પતી ખોરાક ખાય છે; પણ જે લોકો માંસાદિ ગરમ ખોરાક ખાય છે, તેઓમાં જીવનક્ષય હદ બહાર થવાથી, આયુષની દોરી જલ્દી ઘસાઈ જાય છે. વળી જે લોકો ચિરંજીવી થઈ ગયા છે, તેઓ માંસાહારી નહોતા, પણ વનસ્પતીખોરાકના સેવકો હતા.

* * * * *

આ સઘળી દલીલો અને મુદ્દાઓપરથી વાંચનારની ખાત્રી થશે કે, વનસ્પતી ખોરાકજ ઉત્તમ છે. ત્યારે હવે એ સઘળી દલીલોનો સાર, અમદાવાદમાં હેમાભાઈ ઈન્સ્ટીટયુટ મધ્યે આપેલાં મારાં ભાષણમાં, પુર્ણાહુતી કરતી વખતે, મેં અસરકારક અને છટાદાર બોલોમાં કહી સંભળાવ્યો હતો; તે વાંચનારની સમક્ષ મુકીને આ પ્રકરણ સમાપ્ત કરવા માગું છું.

"સદ્‌ગૃહસ્થો, વનસ્પતી ખોરાક આપણો મૂળ ખોરાક છે. એજ આપણો સ્વાભાવિક ખોરાક છે. એજ આપણો શ્રેષ્ટ ખોરાક છે. તે ઉપરાંત, આપણા ધર્મ તથા આપણા આચાર વિચાર,-આપણી નીતિ તથા આપણી મનોવૃત્તિ,-એ સઘળાંને ઉત્તમ રીતે અનુસરતો, અનુકૂળ, અને પુષ્ટી આપનાર છે. અને સદ્‌ગૃહસ્થો, મુસા તથા ઈસ્લામરૂપી રાહુના વિકાળ જડબામાં વારંવાર સપડાયા છતાં,-આપણો કીર્તિવાન સૂર્ય આજ હજારો વર્ષ પર્યંત નિષ્કલંક પ્રકાશી રહ્યો છે,-એમ હું જ્યારે તમને કહીશ,-સદ્‌ગૃહસ્થો આપણા ધર્મની શ્રેષ્ટતા તથા અચળતા માટે ફૉરબસ સાહેબે પોતાની 'રાસમાળામાં' જે ઉંચો મત દર્શાવ્યો છે, તે તરફ હું તમારૂં ધ્યાન ખેંચીશ,-ત્યારે મને ખાત્રી છે, કે હરેક આર્ય, જે આજ અહીંઆ હાજર છે, તેની રગોમાં ગરમ લોહી જોશભેર વહેવા માંડશે, અને તેને અભિમાન અને મગરૂબી આવ્યા વગર રહેશે નહીં. ત્યારે હવે આપણો ધર્મ તથા આપણા આચાર વિચાર,-તેમજ તેને પુષ્ટી આપનાર જે આપણો વનસ્પતી ખોરાક,-તેનું સંરક્ષણ કરવામાં જીંદગી પર્યંત મચ્યા રહો, એજ મારી નમ્ર સુચના છે."

* * * *

## પ્રકરણ ૯.

આશા-સંતોષ-આણંદ-શાંત સ્વભાવ-એવી મનોવૃત્તિ રાખવાથી આયુષ વધે છે.

'Joy, temperance, and repose,
Slam the doctor on his nose.' (Longfellow)...

'Modest ambition conduces to longevity.' Read below what the Poet Lau eate says, and digest it:—

'Give me a roof where wisdom dwells,
Where honeysuckle smiles and smells;
A bleating flock, some lowing kine,
An honest welcome always mine;
A homely draught, a humble meal,
Leisure to live, to think, to feel;
A narrow plot, a prospect wide,
A patch npon the mountain-side'! (Alfred
... ... ... ... ... ... ... ... ... ... ... ... ...Austin).

શાંત મનોવૃત્તિ, સંતોષ, તથા આણંદ, એ સર્વે મનુષ્યના આધાર છે. સુખી, નિરોગી, અને લાંબી જીંદગી પ્રાપ્ત કરવાનાં વિવિધ સાધનોમાં એ સર્વે મુખ્ય છે. કેટલાક લોકો એમ માને છે, કે એ સાધનો પ્રાપ્ત કરવાં, આપણા હાથમાં નથી. પણ આપણી સંસારી સ્થીતિ તથા બહારના સંજોગોપર, તેનો આધાર વિશેષ રહે છે. વળી કેટલાક લોકો એમ પણ માને છે, કે દરેક માણસને સુખનાં સાધનો પ્રાલબ્ધ પ્રમાણેજ મળી શકે છે. એમ છતાં દુનીયાનું અવલોકન કરવાથી તથા અનુભવદષ્ટીએ જોતાં, આ વિચારોને ટેકો મળી શકતો નથી. બલ્કે એથી ઉલટુંજ, આપણી દષ્ટીગોચર થાય છે. સંસારી સ્થીતિ અથવા પ્રાલબ્ધ પ્રમાણે સુખનાં સાધનો પ્રાપ્ત થઈ શકતાં હોય તો, ધનવાન લોકો વધારે સંતોષી અને વધારે સુખી હોવા જોઈએ, અને ગરીબ લોકો દુઃખી હોવા જોઈએ. પણ એમ નથી. અનુભવપરથી સિદ્ધ થાય છે, કે સુખ-સંતોષનાં સાધનો મેળવવાં, આપણાજ હાથમાં છે; તેમજ ગરીબ લોકો, પૈસાદાર લોકો કરતાં, વધારે સુખી અને સંતોષી હોય છે.

સુખ અને સંતોષનાં સાધનો શોધી કાઢી, તેનો યોગ્ય ઉપયોગ કરવાને દરેક માણસે પ્રયત્ન કરવો જોઇએ. પ્રાલબ્ધપર આધાર રાખી, હાથ જોડી બેસી રહેનારા, આળસુ લોકો કદી પણ સુખી થતા નથી. સુખનાં સાધનો કયાં છે, તે અત્રે દર્શાવવાની જરૂર છે; અને હમને આશા છે, કે આવાં ઉપયોગી જ્ઞાનની છાપ, વાંચનારના ભેજાંપરથી ભુંસાઈ જશે નહીં. વળી સુખનાં સાધનો પ્રાપ્ત કરવાથી આયુષ વધે છે; માટે

આ અગત્યની બાબતપર દરેક આદમીએ લક્ષ આપવું જોઇએ (૧) દરેક આદમીએ પોતાના મનોવિકારને કાબુમાં રાખવાની સૌથી મોટી અગત્ય ધ્યાનમાં રાખવી જોઇએ. તેમ કરવાથી, જીંદગીરૂપી અશ્વ આડે માર્ગે તથા ખાબોચીયામાં પડતો અટકે છે, અને પોતાના સાર-થીને, જીંદગીરૂપી લાંબી અને સંકટમય મુસાફરીમાંથી સહીસલામત પસાર કરે છે. 'ઉતાવળા સો બાવરા, ઔર ધીરા સો ગંભીર.' આ કહાણી ખરી છે. મનોવિકારો, વિજળીના તારના સંદેશાની માફક, જ્ઞાનતંતુઓની આરોગ્યતા અથવા રોગાધીનતા દર્શાવનારા દૂતો છે. ગુસ્સો, તિરસ્કાર, કામ, ઇત્યાદિ મનોવિકારો, જ્ઞાનતંતુઓની નબળાઇ જાહેર કરે છે. એથી ઉલટું, આણંદ, શાંતવૃત્તિ, હાસ્ય ઇત્યાદિ મનો વિકારો, જ્ઞાન તંતુઓની સુખી અને આરોગી સ્થીતિ દર્શાવે છે. પાછળ દર્શાવેલા મનોવિકારોથી, ઉદ્ધારને પુષ્ટી મળે છે, અને જીવનશક્તિ દેદીપ્યમાન થાય છે, ત્યારે આગળ દર્શાવેલા મનોવિકા-રોથી, જીવનક્ષય વધે છે અને આયુષ જલ્દી ઘસાઇ જાય છે. (૨) શાંતવૃત્તિ અને સંતોષને ખીલવવાને, આશાની મોટી જરૂર છે. આશા, મનુષ્યની જીંદગીનો મુખ્ય આધાર છે. (Hope is the sheet-anchor of human life,-the main pillar on which life revolves.) દરિયામાં મુસાફરી કરતાં વાહાણનો મુખ્ય આધાર, તેની મોટી બિલાડી છે. તેવીજ રીતે જીંદગીરૂપી નાવનો મુખ્ય આધાર, આશા છે. દુઃખીયા, નિરાધાર પુરૂષનો તે આધાર છે. ફિકર ચિંતા, દિલગીરી, અથવા સંકટથી નખાઇ ગયલાં ગાત્રને ટટાર કરવામાં એકકો! લોહીના નરમ પડી ગયલા વેગને જાગૃત અને સજીવન કરવામાં, કસ્તુરી કરતાં પણ વધારે બળવાન! અરે! પ્રેમમય આશા! તું એક ઐશ્વરી ચમત્કાર છે! આ ફાની અને માયારૂપી સંસારમાંથી, તારી સાહાયતા વિના, પસાર થવાને કોણ શકતીમાન છે? થાકી ગયલા, નિરાશ થયલા વટેમાર્ગુનો મિત્ર! ડાહ્યા પુરૂષોનો સાથીપ ધાર્મિક જનોનો મોક્ષ કરનાર! મૂર્ખનો વેરી! શાણા અને ધીરા પુરૂષોનો હાર! ઉછાછળા, બાવરા પુરૂષોનો ખરાબો! એ સર્વમાં તારૂં સ્વરૂપ પ્રત્યક્ષ છે. વિજળીના પ્રયોગોથી મરેલા

અવયવોમાં નવો જીવ આવે છે, તેવીજ રીતે સંકટ સમયમાં 'આશા દેવી'નું સ્મરણ કરવાથી રોમે રોમે નવો જીવ પ્રાપ્ત થાય છે. આશા અને નિદ્રા, આપણા આત્માનો પૌષ્ટીક ખોરાક છે, અને તેને છીનવી લેવો, એ મોટું પાપ છે. તમે કોઈ પણ આદમીની આશા ભંગ કરશો, અથવા તેને જંપીને સુવા નહીં દો, તો તેની દશા ઘણી માઠી થશે; અને તેનું આયુષ જલ્દી તુટી જશે. આ વચનો અનુભવ સિદ્ધ તથા સત્ય છે, એમ દરેક માણસે ખાત્રીપૂર્વક માની તે પ્રમાણે ચાલવું જોઈએ. (૩) મનોવૃત્તિઓને શાંત અને પ્રફુલ્લીત રાખવાને, આકીન અને આસ્થાનું સેવન કરવાની જરૂર છે. એમ કરવાથી આયુષ સંગીન થાય છે. જીવનરૂપી વિવિધ અમૃતોમાં, (૪) આણંદ પણ અલૌકિક અમૃત છે. નિર્મળ ઝરાનાં પાણી માફક વેહેતો આણંદ, તેના ભોક્તાને આશીર્વાદરૂપ થઈ પડે છે. ગાયન અથવા ચિત્રકળામાંથી ઉત્પન્ન થતો આણંદ, આત્માને આલ્હાદક થઇ પડે છે. પણ વિષય વાસના અથવા મધુપાનથી પેદા થતો આણંદ, પોતાના ભોક્તાને શ્રાપરૂપ થઇ પડે છે. કારણકે તે સ્થાયી રહેવાને બદલે, જલ્દી નાશ પામે છે. હાસ્ય, આણંદનું બાહ્ય દર્શન છે. મધથી, નિદ્રાથી, અથવા ખોરાકથી જેટલું લોહી નસોમાં ભરાય છે, તેનાથી અધિક લોહી, હાસ્ય અને ખુશ મિજાજથી ભરાય છેઃ—

'......The mirth that fills the veins with blood  
More than wine or sleep or food;  
Let each man keep his heart at ease,  
No man dies of that disease.'  
...... ... ... ... ... ... ...(Beaumont & Fletcher).



## પ્રકરણ ૧૦.

રોગોને થતા અટકાવવા-તેમની યોગ્ય ચિકિત્સા-ઔષધોનો ખરો ઉપયોગ-ડાક્ટરોનાં લક્ષણો.

वैद्यप्रशंसा ।

गुरोरधीता खिलवैद्यविद्यः ।
पीयूषपाणिः कुशलःक्रियासु ।
गतस्पृहः धैर्यधरःकृपालुः ।
शुद्धोधिकारी भिशगीदृशःस्यात् ॥

वैद्यनिंदा ।

वैद्यराज नमस्तुभ्यं यमराजस्य सहोदर ।
यमस्तु हरति प्राणान् वैद्यः प्राणान् धनानिच ॥
वैद्यराज नमस्तुभ्यं क्षपिताशेष मानव ।
त्वयि विन्यस्तभारोऽयं कृतान्तः सुखमेधते ॥

* * * * * *

If the business of medicine is to guard against diseases as well as to cure them, with the only help of nature, medicine may be considered and employed as a means for prolonging life. But if employed otherwise, and in an empiric way, it tends to shorten life, by breaking the vital thread abruptly."
... ... ... ... ... ... ... ... ... ...(Dr. Hufeland).

રોગો, જીંદગીના દુશ્મનો, છે. કેટલાક રોગો, જીંદગીના દાનાઃ દુશ્મનો થઇ પડે છે; કારણકે શરીરના બગડેલા ભાગોને, મળમૂત્રાદિ, બળગમ, અથવા પરસેવા વાટે બ્હાર કાઢી, શરીરનો જીર્ણોદ્ધાર કરવામાં સાહાયભૂત થઈ પડે છે. એથી ઉલટું, કેટલાક રોગો, જીંદગીના કટ્ટા વેરી સમાન વર્તે છે, અને જીવનક્ષયને વધારી, પુનર્જીવતનો નાશ કરે છે; આવા રોગો આયુષને ટૂંકું કરનારા તથા શ્રાપરૂપ લેખાય છે. કુદરતના નિયમોને આધારે ચાલીને રોગોને અટકાવવા તથા નાબુદ કરવા, એ એક ઉમદા વૈદું ગણાય છે; અને એ પ્રમાણે ઔષધોપચાર કરવાથીજ, આયુષ વધે છે; પણ રસાયણ

અથવા માત્રાદિ ગરમ ઔષધો ખવાડવાં, એ એક ઊંટવૈદું ગણાય છે; કારણકે તેથી જીવનક્ષય વધે છે અને આયુષ્યની દોરી જલ્દી તુટી જાય છે. હાલના જમાનામાં ઉંટવૈદાંનો વિસ્તાર વધતા જાય છે, તેની સામે સખત વાંધો જાહેર કરીએ છીએ, અને તેને ફેલાવો પામતું અટકાવવાને વિદ્વાન ડાકટરો તથા વૈદરાજોને ભલામણ કરીએ છીએ.

હવે રોગ એટલે શું? અને ઔષધ ખવાડીને તેને સારો કરવો એનો અર્થ શું? શરીરના કોઈ પણ અવયવ અથવા મર્મસ્થાનની સ્વાભાવિક સ્થીતિમાં ફેરફાર થાય છે, તેને રોગ કહે છે. ઔષધ ખવાડીને રોગ સારો કરવો—એનો અર્થ એટલોજ થાય છે કે સ્વાભાવિક રોગને દૂર કરવાને, એક કૃત્રીમ રોગ ઉત્પન્ન કરવો. આપરથી એમ અનુમાન થાય છે કે જરૂર વગર અથવા વારંવાર દવા પીવાથી, મંદવાડ વધે છે, અથવા તો નવો રોગ જન્મ પામે છે. ઔષધોનો ઉપયોગ, સાધારણ રીતે, હાનિ કર્તા છે, એમ દરેક વાંચનારે ધ્યાનમાં રાખવાની જરૂર છે. એમ છતાં, દવાથી શરીરનો રોગ સંપૂર્ણરીતે નાબુદ થતો હોય, તોજ ઔષધોનો ઉપયોગ કરવો વાજબી ગણાય. પણ જે ડાકતર;- રોગ તથા તેની સામા ટક્કર લેવાને વપરાતો ઉપાય, એ બન્નેનું પ્રમાણ,-બરોબર સમજી શકે છે, તેજ ડાકતર રોગને નાબુદ કરવાને ભાગ્યશાળી થાય છે. એવા વિદ્વાન ડાકતરોમાં; આપણા પ્રાચીન આર્ય વૈદો, કે જેઓ પ્રકૃતિ અને કુદરતના નિયમોને અનુસરીને ઔષધોપચાર કરે છે, તેઓને હમે શ્રેષ્ટ ગણીયે છીએ. તેમજ હિપોક્રેટીસ, ગેલન, કેલ્સસ ઈત્યાદિ પ્રાચીન યુરોપીયન ડાકતરોને પણ હમે માન્ય કરીયે છીએ. પણ અર્વાચીનકાળના અંગ્રેજી વૈદું શીખીને પાસ થયલા ડાકતરો, તથા દેશી વૈદોનો મોટો ભાગ, કે જેઓ આયુર્વેદ વૈદકનાં જ્ઞાનની પૂરી માહિતી ધરાવતા નથી, તેઓને હમે ડાકતરો તરીકે માનતા નથી. અંગ્રેજી વૈદું શીખી પાસ થયલા ડાકતરો રોગ નિદાન, તથા રોગ પરિક્ષાની બાબતોમાં કુશળ હોય છે ખરા, પણ ચિકિત્સામાં નિષ્ફળ થતા માલમ પડે છે. જ્યારે હું મુંબાઈની બાટલીવાળાની હસ્પીટાલમાં હતો તે વખતે, હૃદયના ગંભીર રોગો તથા બીજા ઘણા જીર્ણવ્યાધિઓ, કે જેને હસ્પીટાલના ગોરા ડાકતરોએ અસાધ્ય માની છોડી દીધા હતા,

તેવાજ રોગો આર્યવૈદકના બળથી સારા થઈ શકે છે, એમ હું ખાત્રીથી માનું છું. અંગ્રેજી વૈદામાં પાસ થયલા ડાકતરો, આર્યવૈદકનો અભ્યાસ કરી તે પ્રમાણે ઔષધોપચાર કરવો શરૂ કરશે, તો ઘણા ખરા રોગોમાં તેઓ નિષ્ફળ અને નિરાશ થાય છે તેમ કદી બનશે નહીં. કોઈ પણ રોગ માટે લેભાગુ અથવા ઉંટ વૈદની દવા ખાવી, તેના કરતાં બિલકુલ દવા ન ખાવાથી વધારે ફાયદો થાય છે, એમ દરેક વાંચનારે લક્ષમાં ઠસાવવું જોઈએ. તેમજ પુસ્તકમાંથી વાંચીને દવા કરવી, તેના કરતાં વિદ્વાન ડાકતરની સલાહ લઈને દવા ખાવી, એ વધારે લાભકારી છે. કારણકે લેભાગુ અથવા જેના ગુણોથી આપણે અજાણ્યા હોઈએ તેવી દવા ખાવાથી, એક રોગપર બીજો થાય છે. પણ બિલકુલ દવા ન ખાવાથી અથવા હોંશીયાર ડાકતરની દવા ખાવાથી તેમ થતું નથી. માત્ર ઔષધોના બળ વડે રોગો સારા કરવાની ચાલુ રીતિ, ભૂલ ભરેલી, વાંધા ભરેલી, તથા આરોગ્ય અને આયુષને હાનિકર્તા છે,—તેમજ તેથી રોગોની સંખ્યામાં વૃદ્ધિ થતી જાય છે,—એમ યુરોપના હાલના વિદ્વાન ડાકતરો સમજવા લાગ્યા છે. તેઓ એવો મત ધરાવે છે કે સ્વચ્છ હવા, નિર્મલ પાણી, સોજે વનસ્પતી ખોરાક, અને શારીરિક તથા માનસિક કસરત, ઇત્યાદિ કુદરતી ઉપાયોથીજ, રોગો થતા અટકે છે અને નાબુદ થાય છે. <u>આધુનીક કાળમાં યુરોપના વૈદકશાસ્ત્રમાં બે અગત્યના ફેરફારો થયલા માલમ પડે છે.</u> (૧) રોગ થાય ત્યારે દવા કરવા કરતાં, રોગ થાયજ નહીં એવા ઉપાયો પહેલેથી લેવા. (૨) રોગ થાય ત્યારે જેમ બને તેમ થોડી દવા આપવી, અને માણસના કોઠા અને ચિન્હો પ્રમાણે, યોગ્ય ખોરાક આપવો. આ ફેરફારોપરથી એમ દીસે છે કે યુરોપીયન પ્રજા, આયુર્વેદનું ખરૂં રહસ્ય હવે સમજવા લાગી છે. એક વખત એવો પણ આવશે, કે જ્યારે ઔષધોનો બેહદ ઉપયોગ ઘટી જઇ, ઉપર જણાવેલા અન્નપાનાદિ ઉપાયોજ ઔષધ તરીકે વપરાશે. એક વખત એવો પણ આવશે, કે જ્યારે ઔષધોપચારના સંબંધમાં, યુરોપના હાલના વિદ્વાન ડાકતરો જે ઉત્તમ વિચારો ધરાવતા માલમ પડે છે, તે વિચારો સઘળી દિશાએ પસરી જઇ, કેળવાયલા લોકોપર પોતાનો અમલ બજાવશે, એક વખત એવો પણ આવશે, કે જ્યારે હિંદમાં વસતા

ગોરા લોકો, દેશી વનસ્પતી તથા મુગલાઈ ઓષધોને માન આપશે. એવો વખત મોડો અથવા વેહેલો આવવાનાં ચિન્હો યુરોપમાં દેખાવા લાગ્યાં છે; અને ત્યારેજ રોગોની સંખ્યા કમી થઇ, લોકો સુખાકારી જીંદગી ભોગવશે; અને તેની સાથે આપણી આર્યકીર્તિરૂપી સૂર્યનો ઉદય થતાં વિલંબ લાગશે નહીં.

કુદરતના નિયમોનેજ અનુસરીને રોગો અટકાવવાની તથા નાબુદ કરવાની રીતિને, હમે યોગ્ય ચિકિત્સા તથા ઉત્તમ વૈદું માનીયે છૈએ. પ્રાચીન આયુર્વેદ ઉત્તમ વૈદું ગણાય છે, તેનું કારણ પણ એજ છે. સ્વચ્છ હવામાં રહેવાથી તથા અન્નપાનાદિમાં મિતાહારી થવાથી, ઘણા ખરા સાધારણ રોગો દૂર કરી શકાય છે. સંધિવા, લખવો, ઇત્યાદિ ગંભીર વાયુના રોગો, માત્ર કુશળતાપૂર્વક ચોળવાથીજ નાબુદ થાય છે. ચિત્ત-ભ્રમ, અપસ્માર, દિવાનાપણું ઇત્યાદિ વાયુના રોગો, તેમજ બીજા માનસિક અને કલ્પિત રોગો, શાસ્ત્રપુરાણાદિ પુસ્તકો વાંચવાથી, અથ-વા મનન કરવાથી, અથવા શ્રવણ કરવાથી, શાંતિ પામે છે. એવી રીતે ઘણાં ખરા રોગો, કે જેને સારા કરવાને ઔષધોની લાંબી લાંબી પડીઓ, તથા ગરમ અંગ્રેજી દવાઓનાં 'પ્રિસ્ક્રીપશનો' વાપરવાં પડે છે, અને જેથી આયુષને આંચ આવવાનો ભય રહે છે, તેજ રોગો, યોગ્ય પથ્ય (કરી) પાળવાથી, તથા ઉપર જણાવેલા કુદરતી ઉપાયો યોજવાથી, નાબુદ થઇ શકે છે. "ત્યારે હવે કોઇ સખસ પુછશે કે આટલાં બધાં ઔષધો ડાકતરોને હાથે વપરાય છે, તે શું નિરૂપયોગી છે?" હા. સાધારણ રોગોમાં તે નિરૂપયોગી છે; એટલુંજ નહીં, પણ એક રોગને અટકાવવા જતાં, બીજો કૃત્રીમ રોગ પેદા કરવામાં સાહાયભૂત થઈ પડે છે, અને આયુષને હાનિ કરે છે. દાખલા તરીકે; ઉપદંશ અથવા ટાંકીમાં ડાક્તરો પારો વાપર્યા જાય છે; અતિસારાદિ રોગોમાં અફીણ તથા 'બ્રાંડી' મિક્ષ્ચર છૂટે હાથે આપ્યા જાય છે. પણ આ ઔષધો; વાસ્તવિક રીતે જોતાં, હાનિકારક છે. જે ઔષધોપચારથી,.. આરોગ્યને નુકસાન થાય;—તેમજ એક રોગ શાંત પડવા સાથે, બીજો કૃત્રીમ રોગ પેદા થાય,—જે ઔષધોપચારથી; કુદરતના કાનુનોનું ગુરૂત્વ ઘટી જાય અને જીર્ણોદ્ધાર શૂન્ય થઈ જાય,—તથા જે ઔષધોપચાર, આયુષરૂપી નાવને ખરાબા સમાન થઇ પડી, જીંદગીની દોરીને જલ્દી તોડી નાંખવામાં

મદદગાર થઇ પડે,–તે ઔષધોપચાર–કહો કે ઉંટવૈદું–તેને હમે સખત ભાષામાં વખોડી કાઢીએ છૈએ; અને તેવું ઉંટવૈદું કરનારાને હમે ડાકતર તરીકે માન્ય કરતા નથી. (૨) હાલની ઔષધયુક્ત ચિકિત્સાથી આયુષવૃદ્ધિને પુષ્ટી મળે છે ખરી ? આગન્તુક રોગો તથા જે રોગો જીંદગીનો તુરત નાશ કરે છે, તેવા રોગોને ઔષધોપચારથી નાબુદ કરવાથી આયુષનું સંરક્ષણ થાય છે, એ વાત હમે નિઃશંકપણે માન્ય કરીયે છૈએ. પણ તે શીવાય, બાકીના સાધારણ રોગોમાં, ઔષધોપચારથી આયુષવૃદ્ધિને ટેકો મળતો નથી, એમ હમે ધારીયે છૈએ. 'બગડેલી તબીયતને દુરસ્ત કરવી,' અને 'આયુષની વૃદ્ધિકરવી,' એ બન્ને એકજ વસ્તુ નથી, પણ તદન નિરાળી છે. દાખલા તરીકે, કોઇ પણ આદમીને અતિસાર થયો હોય, તો તેને અફીણ અથવા કોઇ પણ પ્રકારની ગ્રાહી દવા ખવાડીને, ઝાડાને એકદમ બંધ કરવાથી, બગડેલી તબીયત દુરસ્ત થઈ કહેવાય; પણ તેથી આયુષને ખમવું પડે છે. કારણ કે ગ્રાહી દવાથી આંતરડાંના પૌષ્ટિક રસો સૂકાઈ જવાથી તે નબળાં પડે છે; અને જીવનશકિત કમી થવાથી, જીવનક્ષય વધીને આયુષ ટૂંકું થાય છે. પાછળ જણાવ્યા પ્રમાણે, એક રોગને સારો કરવાને દવા ખવાડયાથી બીજો રોગ પેદા થાય છે. દરેક રોગથી શરીરની શકિત ભંગ થાય છે. હવે રોગ કરતાં ઔષધ વધારે બલવાન હોય, તો રોગ સારો થઇ શકે છે. તોપણ શરીરની શકિત, અને આયુષમાં, જેટલો ઘટાડો રોગ કરી શકે છે, તેથી વધારે ઘટાડો અને નુકશાન ઔષધની અસરથી થાય છે. દાખલા તરીકે, ગંભીર કફજ્વર ( Pneumonia ) માં ડાતકરો જે ગરમ અને અમેધ્ય ઔષધો (Stimulants and wine) છૂટે હાથે વાપરયા જાય છે, તે ઔષધો, જો કે રોગ કરતાં વધારે બલવાન હોય છે, અને તેને લીધે રોગ સારો થાયછે, તોપણ તેથી આયુષમાં ઘટાડો થાય છે; કારણ કે એ ઔષધો ગરમ અને જાલમ હોવાથી, પ્રત્યાઘાત રૂપે, જીવનશકિતનો નાશ કરી, જીવનક્ષયને હદ બહાર વધારે છે, અને તેને પરિણામે આયુષ ટૂંકું થાય છે. પણ એવાં બલવાન ઔષધો વાપરવાને બદલે, આર્યવૈદકના નિયમો પ્રમાણે કુદરતની મદદ વડે

ઔષધોપચાર કરવામાં આવે, તો તેથી આયુષને સેહેજ પણ
આંચ આવતી નથી. આધુનીક કાળમાં રોગોને સારા કરવાને જૂદી
જૂદી રીતો વપરાય છે. હિંદુસ્તાનના આર્ય વૈદો, કુદરતના નિયમો
ને અનુસરીને તથા રોગીની પ્રકૃતિ ધ્યાનમાં લઇને, તેપ્રમાણે નરમ
ગરમ ઔષધો વાપરે છે; અને કુદરતની મદદ વડેજ રોગોને ધીમે
ધીમે બ્હાર કાઢે છે. એથી ઉલટું, અંગ્રેજી ડાકતરો, મ્હોટે ભાગે,
કુદરતના કાનુનોનો ભંગ કરી, જાલમ ઔષધોના બળ વડે રોગ સા-
રો કરી, તાત્કાલિક ગુણ દેખાડે છે; પણ તેથી આયુષને ધોકો લા
ગે છે. જે ઔષધોપચારથી, રોગ અટકવાને બદલે ચાલુ રહે છે,
અને જીવનશકિત તથા મર્મસ્થાનો વધારે નબળાં થતા જાય છે,—
જે ઔષધોપચારથી, હ્રદય, હોજરી તથા ફેફસાં જેવાં જીંદગીને
અતિઅગત્યના મર્મસ્થાનો પર માઠી અસર થાય છે, અથવા તેઓ
રોગોનાં સ્થાન થઇ પડે છે,—અથવા તો ફસ ખોલાવવી, પારો ખ
વાડી મ્હોંલાવવું, અતિશય કરી પળાવી દરદીને ભૂખે મારવો,—તથા
રસાયણ, માત્રા, અને અમેધ્ય પદાર્થો ખવાડી, દરદીની જીવનશકિત
નો નાશ કરી, જીવનક્ષય વધારવો,—ઈત્યાદિ ઔષધોપચારથી, જો
કે રોગ દૂર થઇ શકે તથા બગડેલી તબીયત ઠેકાણે આવી લાગે,—
તોપણ તેથી આયુષમાં ઘટાડો થાય છે; એમ દરેક ડાકતરે ધ્યાનમાં
રાખવું જોઇએ. જ્યારે શરીરમાં કોઈ પણ રોગ દાખલ થાય છે,
ત્યારે બગડેલા અને ઝેરી પદાર્થો, કુદરતના બળવડે, આપો
આપ બ્હાર નીકળી જાય છે; અને કુદરતને, આ કામમાં, ડાકતરે
મદદ માત્ર કરી, રોગને સમુળગો બ્હાર કાઢવો જોઇએ. પણ તેમ કર-
વાને બદલે, રોગને ફક્ત બ્હાર દેખાતો બંધ કરે, અને ખરો રોગ અંદર
રહેવા દે, તો તેથી રોગ વૃદ્ધિ પામી, અસાધ્ય થાય છે. તાવ અથવા
મરડાથી પીડાતા અસંખ્ય દરદીઓ, દવા ખાધા પછી તદન સારા થયા
હોય એમ માને છે; તોપણ પાછળથી તેઓ જીર્ણજ્વર, (Hectic) ગ્લાનિ,
અથવા ઉન્માદના ભોગ થઇ પડે છે. આપરથી એમ સિદ્ધથાય છે કે જે
ઔષધોપચાર કુદરતને મદદ કરી રોગ સારો કરે, તે ઔષધોપચાર આ-
યુષને લાભકારી થઈ પડે છે. પણ જે ઔષધોપચારથી, કુદરતનું ઉલ્લં-
ઘન થાય છે, અથવા તો રોગ બ્હાર કાઢવાની તેની શકિત દબાઇ જાય
છે; તે ઔષધોપચારથી આયુષને હાનિ થાય છે. આવા ઔષધોપચારને

હમે વાંધા ભરેલો, નુકસાનકારક, મૂર્ખાઈભરેલો તથા આયુપહારક ગણી એ છીએ. (૨) રોગોને થતા કેમ અટકાવવા? રોગ એટલે શું? તે કેવા રીતે થાય છે? તથા તેને કેમ અટકાવવો? ઇત્યાદિ બીજી ઘણી વૈદક બાબતોની સાધારણ સમજ, ભણેલા તેમજ અજ્ઞાન લોકોને હોતી નથી, એ સ્વાભાવિક છે. તોપણ વધારે જીવવાની ઈચ્છા તો દરેક આદમીને થાય છે. માટે વૈદક સંબંધી કેટલુંક વ્યવહારોપયોગી જ્ઞાન સંપાદન કરવાની તેઓને જરૂર છે. શારીરિક શાસ્ત્ર, શસ્ત્રવિદ્યા, ઔષધોપચાર, ઔષધોના ગુણદોષ,-ઈત્યાદિ વિષયોનું જ્ઞાન સાધારણ લોકોને જરૂરનું નથી. વૈદકનો વિષય સાધારણ લોકોને લૂખો અને રસહીન લાગે છે, અને તેથીજ ઘણા લોકો વૈદકનાં પુસ્તકો માટે શોખ ધરાવતા નથી. તોપણ આરોગ્યશાસ્ત્ર તથા આયુર્વેદશાસ્ત્ર, કે જે વાંચવાથી અને અધ્યયન કરવાથી, રસ ઉત્પન્ન થવા ઉપરાંત, દીર્ઘાયુષરૂપી અમૂલ્ય સુખ પ્રાપ્ત કરી શકાય છે,—તેનું જ્ઞાન દરેક આદમીએ મેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ. હાલમાં ગુજરાતી ભાષામાં વૈદાંની અગણિત ચોપડીઓ છપાઇ છે, પણ તે વાંચવાથી અજ્ઞાન લોકોને લાભ થવાને બદલે, નુકસાન વિશેષ થાય છે. તેમજ ઉંટ વૈદો, લેભાગુઓ, તથા નીમહકીમોની સંખ્યા, તીડોની માફક, ઉભરાઇ જતી જાય છે; અને તેને લીધે પણ અભણ લોકોને ઘણું ખમતું પડે છે. 'રોગોને અટકાવવાના ઉપાયો કર્યા,' અને 'તેને વાપરવાની રીત'—એ સંબંધી વિવેચન કરવાથી, પ્રજા વર્ગને સામાન્ય રીતે લાભ થશે એમ હું ધારું છું. આવા પ્રકારનું જ્ઞાન દરદીઓને આપવું, એ ફરજ, ડાકટરની છે. (૩) રોગ અટકાવવાના તથા આયુર્વેદના નિયમો. (૧) દરેક ઋતુમાં પ્રાણવાયુરૂપી અમૃતનો સંપૂર્ણ લાભ લેવાને, ગામબ્હાર ખુલ્લી હવામાં ફરવા હરવાનો મહાવરો રાખવો. સંધિવા, નજળો, અથવા અજીરણથી પીડાતા દરદીઓએ અવશ્ય કરીને આ નિયમ ધ્યાનમાં રાખવો. (૨) શરીરને દરરોજ ચોળીને ઉકાળ્યે પાણીએ ન્હાવું અને ત્યારબાદ ટુવાલ વડે ખૂબ ઘસી લૂછી નાંખી, વસ્ત્ર પ્હેરવાં. (૩) શરીરને કસરત આપી, ચાલાક રાખવાથી, મન પણ ચંચળ અને ચપળ થાય છે. આળસ અને સુસ્તી, દરેક દુઃખ દરદનું મૂળ

છે, માટે તેને જમીન દોસ્ત કરવુંજ ઘટારત છે. (૪) દરેક બાબતમાં મિતાહારી થવાથીજ લાભ પ્રાપ્ત થાય છે. પ્રાચીન તેમજ અર્વાચીન વૈદાંનાં કેટલાંક સૂત્રો, અતિશયોક્તિથી ભરપૂર, અજ્ઞાન લોકોને ગુંચવનારાં, તથા અનુભવ અને વ્યવહારથી ઉલટાં, માલમ પડે છે. દાખલા તરીકે **'भोजनान्ते विषंवारि'** નામનું સૂત્ર એવુંજ છે. અંગ્રેજી વૈદામાં પણ ખોરાક સંબંધી કેટલાક નિયમો એવા છે કે તેથી અજ્ઞાન લોકો ગુંચવાડામાં પડી વેહેમી બની જાય. તેટલા માટે દરેક વાંચનારને હમે ચેતવણી આપીયે છીએ કે એવા નિયમોપર પણ આકીન રાખવું નહીં.

યુવાવસ્થામાં, ખાસકરીને, તમારે આ પ્રમાણેજ કરવું; પણ ઘડપણમાં તો એ નિયમોપર આસ્થા રાખવાને ચૂકવું નહીં. તમે પાણી પીઓ તે, જમ્યાં પેહેલાં પીઓ, અગર વચમાં પીઓ; કે હાંતો જમી રહ્યાં પછી પીઓ. તોપણ જે પાણી તમે પીઓ તે નિર્મલ અને સ્વચ્છ હોવું જોઇએ, તેમજ તૃષાના પ્રમાણમાં પીવું જોઇએ. વળી તમે જે ખોરાક ખાઓ, તે, શરીર તથા મનને શાંતિ અને પુષ્ટિ આપનાર, રોગહારક; તથા આયુષવર્ધક હોવો જોઇએ. વનસ્પતી ખોરાકમાં એ સર્વે ગુણો સમાયલાં છે; માટે તેજ વાપરવાની હમે દરેક આર્યબાંધવને ભલામણ કરીયે છીએ. (૫) દરરોજ એકજ તરેહનો ખોરાક ખાવો નહી. તેમજ કોઇપણ ટેવને સુરત પણે વળગી રહેવું નહીં. કોઇ દિવસ જરા વધારે ખોરાક ખાવો. કોઇ દિવસ ફળાહાર કરવો, કોઈ દિવસ ઉપવાસ કરવો. કોઈ દિવસ જાગરણ કરવું. કોઈ દિવસ પાણી વિશેષ પીવું. એમ કરવાથી શરીરની અંદર ફેરફાર થાય છે; અને આવાં સેહેજ અનિયમિતપણાંથી ઉત્પન્ન થતો ફેરફાર, શરીરનો જીર્ણોદ્ધાર કરવામાં સહાયભૂત થઇ પડે છે. યુવાવસ્થામાં, ખાસ કરીને, તમારે આ પ્રમાણેજ કરવું; પણ ઘડપણમાં દરેક બાબતમાં નિયમિત થવું. (૬) રોગથી સાવધ રહેવાને તથા તેનાં જોરને કાબુમાં રાખવાને, કોઈપણ ઉપાય વધારે સેહેલો

તેમજ અગત્યનો હોઈ શકે, તો તે એજ છેકે, દરેક આદમીએ પોતાની
પ્રકૃતિ કેવી છે તે જાણવાને, હોંશીયાર અને પરોપકારી વૈદની સલાહ
લેવી. એમ કરવાથી કોઇપણ નુકસાન કારક પ્રકૃતિ નાબુદ થઈ શકે છે,
અથવા તો તે, રોગ રૂપાંતર થતી અટકે છે.

હાલના જમાનામાં દરેક મંદવાડ માટે દવા ખાવાનો શોખ વધી
પડયો છે; અને ઘણાં આદમીઓ તો, જાણે દવાદારૂપરજ જીવતા હોય,
એમ વર્તે છે. પ્રાચીનકાળના લોકો આપણા કરતાં વધારે ડાહ્યા અને
દીર્ઘદ્રષ્ટી હતાં. કારણકે રોગ અટકાવવાને તથા નિરોગી જીંદગી પ્રાપ્ત
કરવાને, પોતાની પ્રકૃતિ કેવી છે, તથા તેને કેવાં આહારપાન અનુકૂલ
આવશે,—એ બાબત માત્રજ, ડાકતર પાસેથી અથવા આયુર્વેદના
અભ્યાસ વડે, જાણી લેવાને આતુર રહેતા હતા. આહારપાન, નિદ્રા, તથા
શાસ્ત્ર પુરાણાદિનું અધ્યયન,—એજ તેમનાં કુદરતી ઔષધ હતાં; અને
શરીર તથા મનને એક સરખી કસરત આપતા હતા. વાંચક વર્ગ! હો!
તમે સાવધાન થઇ આ વાકયોનું મનન કરશો તો હમને ખાત્રી છે કે
તમે આરોગ્યવાન તથા આયુષ્યવાન થશો; એટલુંજ નહી પણ તમારા
સંતાનને તથા ઉધરતી પ્રજાને પણ સુખી કરશો. ડાકટરોનાં લક્ષણો.
ઔષધોપચાર કરવો, એ કાંઇ સેહેલું કામ નથી. તેમજ ડાકતરનું નામ
ધારણ કરવું, એ પણ સેહેલું નથી. દરેક ડાકતર અથવા વૈદે પાંચ છ
વર્ષ પર્યંત વૈદકની સંપૂર્ણ માહિતી મેળવીને, આયુર્વેદનો ખાસ અભ્યાસ
કરવો જોઈએ. ત્યારબાદ વ્યવહારોપયોગી જ્ઞાન તથા અનુભવ
મેળવવાને, એક બે વર્ષ ઇસ્પીટાલમાં અથવા પોતાને ઘેર રોગીઓની
સારવાર કરવામાં, ગાળવાં જોઈએ. જે ડાકતર લોભી, બહુબોલો,
ભાંજગડીયો, અથવા અંહકારી અને દયાહીન હોય, તેની સલાહ
અથવા ઔષધ લેતાં હમેશાં દૂર રહેલું સહીસલામત છે. ઉંટવૈદો
તથા નીમહકીમો, કે જેઓ જાલમ ઔષધો વાપરે છે, તેમનાથી પણ
દૂર રહેવું લાભકારક છે. હમેશાં મિત્રતરીકે વર્તનાર ડાકતરનેજ પસંદ
કરવો; કારણ કે તેવા ડાકતરની આગળ ખુલ્લે મને, સર્વે હકીગત
કહેતાં, દરદી અચકાતો નથી. સ્વાર્થી, કપટી, અને છૂપી દવા વાપર-
નાર ડાકતરથી, તેમજ 'સુંઠને ગાંગડે' ગાંધી વૈદ થયલા ડાકતરથી
પણ દૂર રહેવું લાભકારક છે; કારણ કે એવા લેભાગુઓ પોતાના દરદની

જીંદગી કરતાં, પોતાના સ્વાર્થને, વધારે કીમતી માને છે, અને દ્રવ્ય તથા પ્રાણ બન્નેનું હરણ કરે છે. ડાકતરનાં સઘળાં લક્ષણોમાં ઉત્તમ નીતિ, ઉત્તમ વૃત્તિ, અને પ્રમાણીકપણું, અગ્રેસર ગણાય છે. માટે એવાજ ડાકતરને હમેશાં માન્ય કરવો. ઘણા લોકો એક ડાકતરની દવા છોડી દઈ, બીજાની ખાય છે; અને તેને છોડી દઇ, ત્રીજા પાસે જાય છે. પણ તેમ કરવાથી હાનિ થાય છે, એમ દરેક સમજુ આદમીએ યાદ રાખવું જોઈએ. તમે એક કરતાં વધારે ડાકતરોની સલાહ માત્ર લો,-તેથી કાંઇ પણ નુકસાન નથી. પણ દવા ખાવી હોય, તો માત્ર એકજ ડાકતર પકડવો; અને તે, ઉપર ગણાવેલા સર્વ ગુણોવાળો હોય, તોજ તેનાપર આકીન રાખવું, એ હમારી સલાહ છે.

## ઉપસંહાર.

આ ઉપાયો જાણવાથી તંદુરસ્તી અને જીંદગીનું રક્ષણ થાય છે. રોગનું કારણ શોધી કાઢી, તેને દૂર કરવાથી, રોગ વધતો અટકે છે, અથવા તો નાબુદ થાય છે. દાખલા તરીકે, હાલના જમાનાના ઘણા કેળવાયલા લોકો, તથા વિદ્વાનો અને રાજદ્વારી પુરૂષો ઘરમાં ગોંધાઇ રહે છે, અને મનને અતિશય કસવામાં તત્પર રહે છે, પણ શરીરને યોગ્ય કસરત આપવામાં મંદ અને સુસ્ત રહે છે. તેને લીધે ગ્લાનિ, અજીરણ, દિવાનાપણું ઇત્યાદી રોગો પેદા થાય છે, અને જીવનક્ષય થવાથી, આયુષ જલદી ઘસાઇ જાય છે. માટે તેઓએ પ્રાચીન કાળના વિદ્વાનોનો દાખલો લઇ તે પ્રમાણે ચાલવું જોઇએ. ઘણા લોકો જાણે છે, કે બેઠાં બેઠાં વિચાર કરવાથી, અથવા અતિશય ખાવાથી નુકશાન થાય છે; તેમજ માદક પદાર્થોના સેવનથી તન, મન, અને ધનનો નાશ થાય છે. તો પણ એવી ખરાબ ટેવોની ગુલામગીરીમાંથી મુક્ત થવું તેઓને પાલવતું નથી, એ ઘણુંજ શરમભરેલું છે. ફલાહાર, ઉપવાસ, ઇત્યાદીવૃતો પાળવાની આજ્ઞા, હીંદુધર્મમાં ફરમાવેલી નહોત, તો અજ્ઞાનવર્ગની તથા ગરીબ લોકોની સ્થીતિ કેવી અધમ થાત,-રોગોની વૃદ્ધિ તથા જનમંડળની પાયમાલી થઇ, આપણા દેશની કેવી દુર્દશા થાત,-એ સઘળું સેહેલથી સમજી શકાય. વિષયસુખમાં ઝંપલાવવાથી, વીર્યસ્રાવ, નપુંસકતા, લકવો ઇત્યાદી રોગો પ્રાપ્ત થઈ, આવરદા ટૂંકું થાય છે. માટે વિષયસુખમાં નિયમીત રહેવું, કાયદાઆ-

રક છે. દરેક સાધરણ મંદવાડ, હોજરીની નબળાઇથી પેદા થાય છે; અથવા તો દરેક સાધારણ મંદવાડમાં, હોજરી નબળી પડી જાય છે; ભુખ મરી જાય છે; આંતરડાં શિથીલ થઈ જાય છે; અને હોજરી માંદી પડવાથી, શરીરના સઘળા અવયવો નખાઈ જાય છે. તેટલા માટે સાધરણ મંદવાડને અટકાવવાનો સેહેલો ઉપાય એજ છે, કે ખુલ્લી હવામાં કસરત કરવી; સાદો અને પુષ્ટીકારક ખોરાક ખાવો; સ્વચ્છ પાણી વાપરવું; ચોળીને અંગોળ કરવી; તથા મનોરંજક પુસ્તકો વાંચીને મનને પ્રફુલ્લીત કરવું. વળી દરેક મંદવાડમાં ઔષધથી જેટલો ફાયદો થાય છે, તેથી વધારે ફાયદો ઉપર જણાવેલા સાદા ઉપાયોથી સંપાદન થઈ શકે છે. રોગથી પીડાતા આદમીનાં કપડાં ત્રણ ત્રણ દિવસે બદલી નાંખી, તેને નવાં વસ્ત્ર પ્હેરાવવાં જોઇએ. તેના મળમૂત્રને દૂર કરી, જે ઓરડામાં તે રહેતો હોય, તેની ભીંતો ચુનાથી ઢોળાવવી જોઇએ. જમીનને છાણથી લીપવી જોઇએ. તથા નકામાં શાચરચીલાંને દૂર કરી તે ઓરડામાં ગંધકનો ધૂપ કરવો જોઈએ. આવા સેહેલા ઉપાયો વાપરવાથી રોગ ફેલાતો અટકે છે રોગવૃદ્ધિનો જેટલો આધાર, લોકોની અજ્ઞાનતા અથવા બેદ્દિકરાઇપર રહે છે, તેથી વધારે દોષ અને જોખમ, મ્યુનીસીપાલીટીનાં આરોગ્યરક્ષક ખાતાંપર લટકેલો રહે છે. તેટલા માટે મ્યુનીસીપાલીટીનાં આરોગ્યરક્ષક ખાતાંપર અંકુશ તથા દેખરેખ રાખી, તેની બેફિકરાઇ અથવા ખામીઓને અજવાળામાં લાવવી જોઈએ. કેળવાયલા તથા ભણેલા લોકોએ આરોગ્યતાના નિયમો પ્રમાણે ચાલવું જોઈએ. તેમજ અભણ અને અજ્ઞાનવર્ગના લોકોને આવા નિયમોની સમજુતી આપી તેમને નિરોગી કરવાને, ડાકતરોએ પોતાની પવિત્ર ફરજ બજાવવી જોઇએ. આવા ઉત્તમ ઉપાયો લેવામાં આવશે તો હમને ખાત્રી છે, કે રોગો વધતા અટકશે,-ઔષધોનો ખપ ઘટશે;- ડાકતરોનો કામનો બોજો ઓછો થવાથી, તેઓ નિશ્ચિંત નિદ્રાનો લ્હાવો લઈ, નિરોગી અને આયુષ્યવાન થશે,-અને પ્રજા વર્ગ પણ સુખી અને દીર્ઘાયુષી થવાને શક્તિમાન થશે. તથાસ્તુ !!



## પ્રકરણ ૧૧.



### ઘડપણ તથા તેની યોગ્ય સારવાર.

Strange ! that a harp of thousand strings,
Should keep in tune so long......(Watts) ... ......

*  *  *  *

This our life, exempt from public haunt,
Finds tongues in trees, books in the running brooks,
Sermons in stones, and good in every thing.
... ... ... ... ... ... ... ... ... ... (Shakespeare).

ઉત્પત્તિ, સ્થીતિ, અને લય–એ જગતનો નિયમ છે, અને તે મનુષ્યની જીંદગીને પણ લાગુ પડે છે. જીવનવ્યાપારના સ્વાભાવિક પરિણામતરીકે, ઘડપણ પ્રાપ્ત થાય છે. ઘડપણ, મૃત્યુની શરૂઆત, દાખવે છે; તોપણ આયુષ વધારવાનું, તે, એક ઉપયોગી સાધન, થઈ પડે છે. એક વસ્તુ નુકસાનકારક હોવા છતાં ફાયદાકારક થઈ પડે છે. દુઃખમાંથી ઘણીવાર સુખ પ્રાપ્ત થાય છે. (Out of evil, comes good). ઉપર ટપકે જોતાં, આ પ્રમાણો તર્કશાસ્ત્રના નિયમોથી ઉલટાં ભાસે છે. તેમ છતાં, વ્યવહારમાં તેની સત્યતા સ્પષ્ટ માલમ પડે છે, અને અનુભવથી તેને ટેકો મળે છે. ઘડપણ, જીંદગીનો દુશ્મન, ગણાય છે, તેમજ તે, એક લાભકારી મિત્ર પણ ગણાય છે. તેનું કારણ ખુલ્લું છે. ઘડપણમાં મનુષ્યની જીવનશક્તિ ઓછી હોય છે, તેમજ જીર્ણોદ્ધાર કરવાની શક્તિ પણ ઠગી હોય છે. ઘડપણમાં, મનુષ્ય, પોતાની જીંદગી, જુવાની જેટલા વેગ અને જુસ્સાથી ગાળે, તો, જીવનશક્તિનો થોડો ઘણો ખજાનો, જે પુરાંતમાં પડેલો રહે છે, તે જલ્દી ખુટી જાય, અને તેને પરિણામે મૃત્યુ પ્રાપ્ત થાય. હવે શરીરની લાગણી તથા મનોવિકાર, કે જેના વ્યાપારથી શરીરનો બાંધો તૂટી જાય છે અને ક્ષય પેદા થાય છે,–તે લાગણી અને તે મનોવિકાર, વૃદ્ધાવસ્થામાં, મંદ અને શિથીલ થઈ જાય છે. તેથી ક્ષય ઓછો થાય છે અને આયુષ વધારે ટકે છે. ટૂંકમાં કહીયે તો, વૃદ્ધાવસ્થામાં, જીવનવ્યાપારનો વેગ મંદ પડે છે, અને તેથી

આયુષ વધે છે. આવાં કારણોને લીધે, ઘડપણ, જીંદગીનો દુશ્મન,-યમનો દૂત,-હોવા છતાં, ખરો મિત્ર નીવડે છે; અને એ પ્રમાણ નિર્વિવાદ અને વાસ્તવિક છે. ઘડપણમાં લાગણી તથા મનોવિકાર મંદ પડવાથી, મન શાંત રહે છે; રક્તાભિસરણનો વેગ મંદ થાય છે; જીવનવ્યાપારોનો વેગ નરમ પડે છે; અને આખા શરીરમાં શાંતિ પસરી જાય છે. જેવી રીતે જુવાનીમાં મનોવિકાર, ગરમ, ઉગ્ર અથવા તામસી થવાથી, ગંભીર રોગો જન્મ પામે છે, અને જીંદગી જોખમમાં આવી પડે છે, તેમ ઘડપણમાં થતું નથી. ઉડતા ચેપીરોગો જેવાકે કૉલેરા, મરકી, ઈત્યાદિ, ઘરડાં આદમીઓને જવલેજ લાગુ પડે છે, તેનું કારણ પણ એજ છે.

ઘડપણની યોગ્ય ગાવજત કરવામાં આવે,-વૃદ્ધાવસ્થામાં જેજે જૂદા પ્રકારના નિયમો પાળવાની જરૂર છે, તેનો સંપૂર્ણ રીતે અમલ કરવામાં આવે-તો ઘડપણ, આયુષવૃદ્ધિનું એક ઉપયોગી સાધન થઈ પડે. ત્યારે આ હેતુ પાર પાડવાને ઘરડા આદમીએ શા શા નિયમો પાળવા જોઈએ, તેનું અત્રે વિવેચન કરીશું. (૧) ઘડપણમાં લોહીની નળીઓ કઠણ અને બરછટ થઈ જાય છે, માટે તેને પોચી રાખવાના ઉપાયો યોજવા. તેમ ન થાય તો રક્તાભિસરણ બંધ પડી જઇ, મૃત્યુ જલદી આવે છે. (૨) જીવનક્ષયને વધતો અટકાવવાને, હલકો તેમજ પૌષ્ટીક પ્રવાહી ખોરાક ખાવાની જરૂર છે. (૩) શરીરની ગરમી તથા લાગણી શિથીલ થઈ જાય છે. માટે તેને જાગૃત રાખવાને તત્પર રહેવું જોઇએ. (૪) મળમૂત્રાદિની શુદ્ધિ બરોબર થતી નથી; માટે તેની સંપૂર્ણ શુદ્ધિ કરવી જોઇએ; કેમકે તેમ કરવાથી શરીરમાંના ઝેરી પદાર્થો બ્હાર નીકળી જાય છે, અને જીર્ણોદ્ધારને પુષ્ટી આપે છે.

## ઉપસંહાર.

આ નિયમોને અમલમાં મુકવાને કેવાં આહારપાન ઇત્યાદિ વ્રતો પાળવાની જરૂર છે, તે દર્શાવી આ પુસ્તક સમાપ્ત કરીશું. (૧) ઘડપણમાં શારીરિક ઉષ્ણતા ઘટી જાય છે, માટે તેને ટકાવી રાખવાને ગરમ કપડાં પ્હેરવાની જરૂર છે. (૨) હલકો તથા પુષ્ટીકારક પ્રવાહી ખોરાક વિશેષ વાપરવાની ટેવ પાડવી જોઇએ. ગરમ દૂધ, ગરમ ચાહા,

ગરમ રાબડી, ખીચો તથા સુકો મેવો, તાજી તરકારી, તથા શીરો ઈત્યાદિ પદાર્થો, ઘડપણમાં, ભક્ષ્ય છે; કારણ કે તે સઘળા,–હલકા, જલ્દીથી પાચન થઈ શકે એવા, ગરમ, શરીર તથા મનને આરોગ્યકારી,–આપણા ધર્મ તથા આચારવિચાર, આપણી નીતિ તથા આપણી મનોવૃત્તિ, એ સર્વેને અનુકૂળ અને અનુસરતા,–છે. 'ડાકતર હુફેલેંડ કહે છે, કે ગરમ સેરવો તથા મદિરા, ઘડપણમાં પુષ્ટી આપે છે. પણ એ મત સાથે અમે મળતા થતા નથી. તેમજ કેટલાક ડાકતરો ઘડપણમાં અફીણ ખાવાની ભલામણ કરે છે, તે પણ અમે માન્ય કરતા નથી. ઘડપણ માટે, તેમજ આખી જીંદગી માટે, વનસ્પતી ખોરાક માત્ર શ્રેષ્ઠ છે. 'ડાકતર હફલેંડ' કહે છે, કે "જુવાન આદમીને દુધ, જેટલું પુષ્ટીકારક થઇ પડે છે, તેટલુંજ ઘરડા આદમીને, મધુપાન થઇ પડે છે." આ સૂત્ર જડવાદી યુરોપીયનોને માટેજ છે, એમ વાંચનારને અમે ધ્યાનમાં રાખવાની ભલામણ કરીયે છીએ. (૩) ઘડપણમાં ગરમ પાણીની અંઘોળ કરવાથી, શારીરિક ગરમી વધે છે; ઝેરી પદાર્થો પરસેવાવાટે બ્હાર નીકળી જાય છે; અને આખું શરીર પોચું થાય છે. (૪) ઘડપણમાં મળમૂત્રાદિ શુદ્ધ કરવાને, જાલમ જુલાબ કદી પણ વાપરવો નહીં. ફસ કદી પણ ખોલાવવી નહીં. અતિશય બાફ લેવો નહીં. તેમજ વિષયવાસનાથી તદન અળગા રહેવું. (૫) ઘડપણમાં પવિત્ર તીર્થસ્થાનમાં એકાંત વાસો કરવાથી ફાયદો છે. કારણ કે તેમ કરવાથી, શરીર અને મન, આ ફાની દુનીયાની જંજાળ, કચકચ, અને મોહમાંથી વિરક્ત થઈ, શાંતિમય આનંદ સંપાદન કરે છે. (૬) ખાવાપીવામાં, હરવા ફરવામાં, કામકાજમાં, ઈત્યાદિ સઘળી બાબતોમાં, થોડું અનિયમિતપણું રાખવાથી, જેટલો લાભ જુવાનીમાં મળે છે, તેટલો ઘડપણમાં મળતો નથી. બલ્કે નુકશાન થાય છે. માટે દરેક ઘરડા આદમીએ સર્વે બાબતોમાં નિયમિત રહેવાની ટેવ પાડવી જોઈએ. (૭) ઘડપણમાં થોડી કસરત કરવાની જરૂર છે. શરીરને તેલ વડે ચોળાવવું, ગાડીમાં બેસી ફરવા જવું, ઇત્યાદિ કસરતને અમે શ્રેષ્ઠ ગણીએ છીએ. પણ હદબહાર મેહેનત કરવાથી આયુષની દોરી એકાએક તુટી જાય છે. (૮) ઘડપણમાં સ્વભાવ આણંદી રાખવો. મન શાંત રાખવું. પોતાનાં બાળબચ્ચાંની સોબતમાં રહી, તેમનાપર મમતા

રાખી, તેમને ખુશ કરવાં. તથા તેમના હાવભાવ તથા કાલાં વેણોથી આણંદ પ્રાપ્ત કરવો. એમ કરવાથી લોહી વધે છે. ઘડપણમાં મોટી. મોટી આશાઓ બાંધવી. ઉમદા વિચારો અને કલ્પના કરવામાં આણંદ માનવો. તેમ છતાં હવાઈ કિલ્લાઓ બાંધવામાં લાંબો વખત ગાળવો નહીં; કારણ કે તેમ કરવાથી દિવાનાપણું જન્મ પામે છે, અને જીંદગી ટૂંકી અને દુઃખી થાય છે. માટે વિચારશક્તિ તથા કલ્પના નિયમસર વાપરવાં. ( ૯ ) ગુસ્સો, મિજાસ, તામસી સ્વભાવ, ગ્લાનિ, નિરાશા, નિંદા; ઈર્ષા ઇત્યાદિ મનોવિકારો, ઘડપણના કટ્ટા વેરી છે. માટે તેમનાથી વેગળા રહેવું જોઇએ. ... ... ... ......

જેવી રીતે લાંબી સફર કર્યાબાદ; ખલાસી બંદર પાસે આવે છે ત્યારે નાવના સઢોને નમાવે છે, બંદરમાં તેને લાંગરે છે, અને, પોતે થાકી ગયલો હોવાથી, ધીમે ધીમે અને નમનતાઈથી બંદરમાં દાખલ થાય છે,—તેવીજ રીતે મૃત્યુ પાસે આવે છે, ત્યારે આપણા જીવનવ્યાપારો નમી જાય છે; અને આપણે નમનતાઇથી, પેલા ભલા ખલાસીની માફક, થાકી ગયલા પુરૂષની મિશાલે, સ્વર્ગરૂપી બંદરમાં દાખલ થઈએ છીએ. કેવી ગંભીર અને હૃદયભેદક છે,–ઉપમા ! આ ! વાંચક વર્ગ ! હો ! તમે સાવધાન થાઓ; અને આ પુસ્તક ધ્યાનપૂર્વક વાંચી, નીતિમાન, આરોગ્યવાન, આયુષ્યવાન થાઓ !, એવી હું તમને આશીશ દઉં છું ! * * * * * * *

સમાપ્ત.

# શુદ્ધિ પત્રીકા.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૧૬ | એને પરસેવો | અને પરસેવો |
| ૪ | ૧૬ | ૭૦ વષનું | ૭૦ વર્ષનું |
| ૮ | ૧૫ | કેટલી ટંકી | કેટલી ટૂંકી |
| ૮ | ૧૬ | શાસ્ત્ર | શાસ્ત્ર |
| ૯ | ૨૭ | જમાતામાં | જમાનામાં |
| ૧૦ | ૭ | માહિતી થાય | માહિતી થાય. |
| ૧૦ | ૭ | ફ્રેંચ ડાક્ટ' | ફ્રેંચ ડાક્ટર |
| ૧૦ | ૮ | આયુષ વર્ધત | આયુષ વર્ધન |
| ૧૧ | (મથાળું) | જીરન રચત્રિ. | જીવન ચરિત્ર. |
| ૧૧ | ૧૮ | રહયો | રહ્યો |
| ૧૧ | ૧૮ | અતેર' | અતેરૂં |
| ૧૨ | ૧૯ | કહીશુ | કહીશું |
| ૧૨ | ૨૭ | નરમ પાડતારી | નરમ પાડનારી |
| ૧૩ | ૬ | થતાં હતા | થતાં હતાં |
| ૧૩ | ૧૬ | જેનેલી ફ્સમાંથી | જોડેલી ફ્સમાંથી |
| ,, | ,, | દેવામાં આવવુ | દેવામાં આવવું. |
| ૧૩ | ૩૦ | વારવાર | વારંવાર |
| ૧૪ | ૨૭ | ગ્રેળવણી વળી | ગ્રેળવણી વાળી |
| ૧૫ | ૧૯ | બીજી કેઈ પણ | બીજી કોઇ પણ |
| ૧૫ | ૨૬ | લાકોની | લોકોની |
| ૧૬ | ૭ | યુરોપમા | યુરોપમાં |
| ૧૮ | ૩[illegible] | સંપૂણ | સંપૂર્ણ |
| ૧૯ | ૩[illegible] | ડસાવતું | ઠસાવવું |
| ૨૦ | ૮ | જીવી શકેછે. | જીવી શકેછે, |
| ૨૧ | ૩ | કાર્વ | કાર્ય |
| ૨૮ | ૨૦ | વ | વર્ષે |
| ૩૬ | ૩૨ | પટરાણી કરતા હત | પટરાણી કરતા હતા. |
| ૩૭ | ૨૮ | મનુષની | મનુષ્યની |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૬ | ૧૦ | શ્રષ્ટ | શ્રેષ્ટ |
| ૪૬ | ૨૩ | મોડુ | મોડું |
| ૪૭ | ૮ | ચેતન્યને | ચૈતન્યને |
| ૫૩ | ૧ | દરે | દરેક |
| ૫૩ | ૨૦ | મજબુત | મજબૂત |
| ૬૨ | ૩ | ઉપન્ન | ઉત્પન્ન |
| ૬૩ | ૨૬ | શરીરને; | શરીરનો |
| ૬૯ | ૫ | ચિંતા. | ચિંતા, |
| ૭૨ | ૨ | ખધાથી | ખાધાથી |
| ૭૪ | ૧૭ | પાણીની જરૂરછે | પાણીની જરૂરછે- |
| ૭૫ | ૮ | હાજાં | હાજા |
| ૭૬ | ૨૨ | આપણે જાણીયે છીએ | આપણે જાણીએ છીએ. |
| ૭૮ | ૧૩ | કલ્પના શકતિ | કલ્પના શક્તિ |
| ૭૮ | ૧૪ | કલ્પિત રોગો | કલ્પિત રોગો |
| ૮૧ | ૧ | Staet | State |
| ૮૩ | ૩૦ | ઝેરી રોગે | ઝેરી રોગો |
| ૮૬ | ૩ | ખુબ ચોળી | ખૂબ ચોળી |
| ૮૬ | ૨૩ | હાલતા જમાના | હાલના જમાના |
| ૮૭ | ૬ | ચિંતા | ચિંતા, |
| ૮૭ | ૧૪ | એવા | એવાં |
| ૮૮ | (શ્લોક) | मद्यपानाद्र | मद्यपानाद् |
| ૮૯ | ૨૫ | પિત્તને ગરમી કરી | પિત્તને ગરમકરી |
| ૯૦ | ૨૦ | વખતનાં | વખતમાં |
| ૯૧ | ૩ | માચેસ્ટર | માંચેસ્ટર |
| ૯૧ | ૧૬ | વ્યાપર | વ્યાપાર |
| ૯૪ | ૧૭ | પૂજારી હતી | પૂજારી હતા |
| ૯૫ | ૧૮ | ત્યારે | ત્યારે |
| ૯૫ | ૧૯ | છિો | છિદ્રો |
| ૯૯ | ૭ | એથી ઉલટુ; | એથી ઉલટું, |
| ૧૦૦ | ૧૧ | હાનિજ થાય, છે. | હાનિજ થાય છે. |
| ૧૦૧ | ૧૮ | વરગવાળા ઘણા રોગોમાં | વરમવાળા ઘણા રોગોમાં, |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦૨ | ૨ | બીન અનુભવતુ. | બીન અનુભવતું. |
| ૧૦૨ | ૧૦ | want only | wantonly |
| ૧૦૮ | ૨૯ | દવા છ | દવા છે |
| ૧૦૯ | (મથાળું) | one of the cause | one of the causes. |
| ૧૧૨ | ૧૯ | સંભાલ | સંભાળ |
| ૧૧૨ | ૨૧ | પાયે | પાયો |
| ૧૧૩ | (મથાળું) | Excessive uckling | Excessive suckling |
| ૧૧૯ | ૧૮ | બચ્ચાંને નિશાળે મુકવાને | બચ્ચાંને નિશાળે મુકવાનો |
| ૧૨૦ | ૧૧ | આયુપની | આયુષની |
| ૧૨૦ | ૨૫ | વરસની | વર્ષની |
| ૧૨૩ | (મથાળું) | આયુપ વધક | આયુષ વર્ધક |
| ૧૨૩ | ૫ | dark night, | dark night. |
| ૧૩૧ | ૧૭ | જીર્ણોધ્ધાર | જીર્ણોદ્ધાર |
| ૧૩૨ | ૨૩ | એવડુ થાય છે | એવડું થાય છે. |
| ૧૩૪ | ૧૨ | અંદરના ક્ષેત્ર ફળમાં. | અંદરના ક્ષેત્ર ફળમાં, |
| ૧૩૪ | ૧૬ | લેહી ફરે છે | લોહી ફરે છે |
| ૧૩૮ | ૫ | જમી રહયા | જમી રહ્યા |
| ૧૩૯ | ૬ | કુદરતાધીન હતા | કુદરતાધીન હતા. |
| ૧૩૯ | ૯ | અસલના આર્વ | અસલના આર્ય |
| ૧૪૪ | ૨૮ | સેવકો હતા | સેવકો હતા |
| ૧૪૫ | ૪ | પુર્ણાહુતી | પૂર્ણાહુતી |
| ૧૪૯ | (મથાળું) | Lot nature be | Let nature be |
| ૧૫૧ | ૧૫ | સ્વચ્છ હવા. | સ્વચ્છ હવા, |
| ૧૫૧ | ૨૯ | અમલ બજાવશે, | અમલ બજાવશે. |
| ૧૫૨ | ૨૮ | થાય. | થાય, |
| ૧૫૩ | ૯ | દુરસ્ત કરવી | દુરસ્ત કરવી |
| ૧૫૩ | ૨૩ | ડાતકરો | ડાક્તરો |
| ૧૫૩ | ૨૪ | વાપર્યા | વાપર્યા |
| ૧૫૪ | ૧૦ | થતા જાય છે | થતાં જાય છે |
| ૧૫૪ | ૧૨ | અંતિ અગત્યનાં | અતિ અગત્યનાં |

## ફેફરાંની રામબાણ દવા.

### સુરતવાળા ડાકટર કપીલરામ નરભેરામની શોધી કાઢેલી

**ઉન્માદ-ફેફરૂં-ધનુર-લખવો-આંકડી**-વગેરે વાયુના રોગો માટે કોઇ પણ અકસીર દવા આજ સુધીમાં જાહેરમાં મૂકાઇ હોય તો તે હમારીજ છે એવું હમે અભિમાન ધરાવીયે છીએ. આ દવા **જૈન વૈદકમાંથી** શોધી કાઢી છે અને તે વાપરીને હજારો સ્ત્રી તથા પુરૂષો આજ સાત વર્ષ થયાં હમને આશીર્વાદ દે છે. કીંમત ડબ્બી ૧ નો રૂ. ૧). બ્હાર ગામ માટે ટપાલ ખર્ચ જૂદું.

**દવા વાપરવાની રીત:**—મોટી ઉમરની સ્ત્રી પુરૂષો માટે ગોળી ૨, સવારે, બપોરે તથા સાંજનાં, એવી રીતે દિવસમાં ત્રણવાર, પાણી સાથે ગળી જવી. ગોળી શરૂ કરતાં પેહેલાં, આગલે દિવસે રાત્રે ચોખ્ખું દિવેલ ૨॥ તોલા ગરમ ચાહા સાથે પીવું. આમલી, ખાટું લીંબુ, તથા મરચાં બીલકુલ ખાવા નહીં; પણ દવા ચાલે ત્યાં સુધી દુધ, ઘી, ને શાકરપર વધારે પ્રેમ રાખવો.

**બ્હાર ગામ જવાની ફી**—:વાયુથી પીડાતા ઘણા લોકો હમને બ્હાર ગામ બોલાવે છે તેમને હમે જણાવીએ છીએ કે તે લોકોએ હમને બે દિવસ અગાઉ ખબર કરવી તથા સેકંડ કલાસ રેલવેનું ભાડું તથા રૂ. ૫) ફેરાની ફીના પણ મોકલવા. એમ કર્યા શિવાય હમે કદી પણ સુરત છોડતા નથી. ગુજરાત માટે હમારી ફી રૂ. ૫)ની રાખી છે. પણ મુંબાઇ માટે તો રૂ. ૧૦)ની ફી રાખી છે.

**દવા મળવાનાં ઠેકાણાં:**—**સુરત:**—ડાકટર કપીલરામ નરભેરામ, આમલીરાન. એમ. જે. પોસ્ટવાલા નાણાવટ. **વડોદરા:**—નાનાભાઈની કંપની, માંડવી રોડ. **અમદાવાદ:**—ધ-વનંતરામ નરભેરામ માસ્તર, હાઈ સ્કુલ. **પેટલાદ:**—ભગવંત-રામ, માસ્તર, હાઈ સ્કુલ. **રાજકોટ:**—લખમીચંદ ઉત્તમચંદ બુકસેલર.

